# Complete Translation

( In Gujarati )

of

# Iyar-I-Danish

by

A. I. Mehta, B. A. S. T. C.

The Model High School

Ahmedabad.

&

S. H. Satpanthi.

The New High School

Ahmedabad.

0—8—0

KARACHI.

The Educational Publishing Co.

# Complete Translation

( In Gujarati )

of

# Iyar-I-Danish

by

A. I. Mehta, B. A. S. T. C.

The Model High School

Ahmedabad.

&

S. H. Satpanthi.

The New High School

Ahmedabad.

0—8—0

KARACHI.

The Educational Publishing Co.

# —અચારે દાનિશ—

અનાદ્ય અનંત પણાનો આભાર તે પ્રભુને હજો, કે જેનું અખિલ સૃષ્ટિને ઉજ્જ્વળ કરે એવી, તેની સુંદરતાના સૂર્યનું પ્રતિબિંબ, સૃષ્ટિના એક છેડાથી બીજા છેડા સુધી બાહ્ય અને ગુહ્ય વસ્તુઓમાં માલુમ પડે છે, અને ઉંચી અને નીચી સૃષ્ટિના દરેક રજકણોની તેમજ પ્રાણીઓની જીભ જેના મહિમાનાં ગુણગાન ગાય છે.

## —કડી—

પત્થર અને ઘાસ જેને તું શાંત જુએ છે, તેનો અવાજ નભ-મંડળના કાન (આકાશ) સુધી પહોંચે છે, પ્રભુના પસંદ કરેલા મનુષ્યોનાં વખાણ હજો, કે જેઓ વિશ્વના દરબારમાં ઉંચી પદવીએ બિરાજનારા અને જ્ઞાન તેમજ વિદ્વત્તાના રાજમાર્ગના નેતાઓ છે, અને જેમણે પ્રભુના દરબારમાં વિસ્મરણના જળ વડે પોતાનાં ડહાપણનાં પુસ્તકોને ધોઈ નાખીને પોતાની અજ્ઞાનતા કબુલ કરી છે, અને જેમણે લખાણનું પાનું ફેરવીને (બંધ કરીને) મુક ભાષામાં (મુંગી રીતે) તેની સ્તુતિ કરે છે.

## —મસ્નવી—

આ બગીચામાં જીભને કાપી નાખવી જોઈએ. (બંધ કરવી જોઈએ) અને મૌનને આશ્ચર્યનું માર્ગદર્શક બનાવવું જોઈએ.

ભાષા (જીભ) તેની સ્તુતિના શબ્દોની ગણત્રી કરવા અસમર્થ છે. (પ્રભુનાં વખાણ કરવા જીભ અશક્ત છે). તેની સ્તુતિના શબ્દો માંસના લોચા (જીભ) થી પર છે. જોકે કલમ થોડા વખત સુધી તેની સ્તુતિના કાર્યમાં મશગુલ થઈ, પરંતુ છેવટે તેના ગળામાં પણ સુરમો ઉતર્યો. (તે પણ મુંગી થઈ).

જે માણસો કઠિન કોયડાઓ સમજી શકે, એવા જ્ઞાનના પિપાસુ અને ઉજ્જવળ હૃદયના, તેમજ ઉષા (પ્રાતઃકાળ) જેવા નિર્મળ આત્માના હોય છે, તેમની આગળ આ વાત ગુપ્ત ન રહે કે, પુરાતન સમયમાં બીદપાય નામનો એક જ્ઞાની બ્રાહ્મણ હતો. તેણે હિંદુસ્તાનના દાબશલીમ રાજા કે જેની હિંદુસ્તાનના કેટલાક મુલકો ઉપર સત્તા હતી તેની આજ્ઞાઅનુસાર, "કલીલા વદમ્ના" નામનું એક પુસ્તક લખ્યું હતું, કે જે સંસ્કૃત ભાષામાં "કર્તક દમનક" નામથી ઓળખાતું હતું. દાબશલીમની દીર્ઘ દ્રષ્ટિને માલુમ પડ્યું કે મનુષ્યોના હૃદયોને તત્ત્વજ્ઞાનના શબ્દો સાંભળવા ગમતા નથી, અને વાર્તાઓ સાંભળવા તરફ, સ્વાભાવિક રીતે તેમનું વલણ વિશેષ હોય છે, તેથી તેણે ઉપરોક્ત ડાહ્યા પુરૂષને ફરમાવ્યું કે તું પુરાતન સમયના વિદ્વાન પુરૂષોના બોધ વચનોને, કે જેમની ડહાપણના ત્રાજવામાં તુલના કરી હોય, તેમને મુંગા પ્રાણીઓની વાર્તાઓનો પોષાક પહેરાવીને લખ, જેથી તેઓ સ્વાર્થ રહિત થાય, અને દરેક સમયમાં, ખુશાલી તેમજ દિલગીરીના સમયમાં, કોઇને આ પુસ્તક વાંચવાથી તૃપ્તિ થાયજ નહિ, અને જરા પણ કંટાળો આવે નહિ. ખરેખર, આ પુસ્તક મહાન રાજાઓને રાજ્ય કારભાર ચલાવવાની દ્રષ્ટિએ, એક અગત્યના દસ્તાવેજ રૂપ છે, અને મહાન સમ્રાટોને જન પરીક્ષા અને પ્રજાપાલનના નિયમોનું સુચિપત્ર સમાન છે.

—કડી—

તેના સુંદર ગાલ ઉપરની વસંત ઋતુ દિલ અને આત્માને હંમેશાં સતેજ રાખે છે. બાહ્ય સુંદરતાની કદર કરનારાઓને તેના રંગથી અને ગુહ્ય સુંદરતાના કદરદાનોને તેની સુવાસથી મુગ્ધ બનાવે છે.

હિંદના રાજાઓ આ બોધદાયક પુસ્તકને નાલાયક માણસોની દ્રષ્ટિથી ગુપ્ત રાખતા. અને હંમેશાં શાસનતંત્રની બાબતમાં તેને ધારાશાસ્ત્ર તરીકે ગણતા.

દુનીઆના બીજા દેશના રાજાઓ તેની પ્રશંસા સાંભળીને તેની શોધ કરવા લાગ્યા. એવું કહેવાય છે કે તેઓએ હિંદના એક બ્રાહ્મણને પૂછ્યું, કે ગ્રીસ દેશમાં એમ મનાય છે, કે હિંદુસ્તાનમાં પર્વતો છે કે જેમાં જડીબુટ્ટી ( ઔષધિ ) ઘણી થાય છે. અને જેના સેવનથી મૃત્યુ પામેલા સજીવન થઈ જાય છે: શું આ વાત સત્ય છે? અને તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે? બ્રાહ્મણે જવાબ આપ્યો, કે આ વાત તદ્દન સત્ય છે, પરંતુ તે અમારા જ્ઞાની પૂર્વજોનો દ્વિઅર્થી કાયદો છે. (કારણકે) તેઓએ પર્વતોને, જ્ઞાની પુરૂષો સાથે, ઔષધિને તત્ત્વજ્ઞાનના વચનો સાથે, અને અજ્ઞાની માણસોને મુડદાઓ સાથે સરખાવ્યા છે. કારણકે તત્ત્વજ્ઞાનની સહાયથી અમરજીવન પ્રાપ્ત કરી શકાય છે. આવા શબ્દોનો હિંદના જ્ઞાની પુરૂષોએ સંગ્રહ કર્યો છે. અને તેનું એક પુસ્તક રચ્યું છે, કે જેનું નામ "કલીલા વ દમ્ના" છે. તેને મહારાજાઓના ખજાનામાં રાખવામાં આવે છે. ત્યાંથી તે મહાન પ્રયાસે મેળવી શકાય છે. એક વખત નૌશીરવાન બાદશાહને તે ઉમદા પુસ્તક જોવાની ઘણી ઉત્કંઠા થઈ. તેણે બરઝુયા તબીબ, કે જે તે જમાનામાં જ્ઞાન અને ડહાપણમાં અજોડ હતો, તેને હિંદુસ્તાન મોકલ્યો. મજકુર તબીબ હિંદમાં આવ્યો. તેણે ઘણા કાળ સુધી યુક્તિ પ્રયુક્તિઓ રચીને આ પુસ્તક મેળવ્યું. અને તેનો સંસ્કૃત ભાષામાંથી પહેલવી ભાષામાં અનુવાદ કર્યો, અને તેને નૌશીરવાનના ભવ્ય દરબારમાં અમુલ્ય ભેટ તરીકે મૂક્યું. આ સેવાથી તેની વાહવાહ થઈ, અને તેના ઉપર રાજાનો મોટો ઉપકાર થયો, તેથી તેની મનોકામના સફળ થઈ. નૌશીરવાન આ પુસ્તક વાંચીને ઘણોજ ખુશ અને પ્રસન્ન થયો, અને આ પુસ્તકના આધારે શાસન તંત્રના દરેક અગત્યનાં કાર્યો કરવા લાગ્યો.

"કલીલા વ દમ્ના"ના અનુવાદક, "અબુલમઆલી નસૂરૂલ્લા

મસ્તુફી" ઇબ્ને મુકફ્ફાના આધારે કહે છે, કે એક ન્યાયી પાદશાહ નૌશીરવાન કે જેનામાં બુદ્ધિ અને ન્યાયનું તેજ હતું, અને જે દરેક જ્ઞાનની સંપૂર્ણ શોધ ખોળમાં તન તોડ મહેનત ઉઠાવતો હતો, તેણે સાંભળ્યું કે, હિંદના રાજાઓના ખજાનામાં એક પુસ્તક છે, કે જેને હિંદના તત્વજ્ઞાનીઓએ મુક (મુંગા) પ્રાણીઓની ભાષામાં લખ્યું છે. અને જેમાં તત્ત્વજ્ઞાનને હાસ્ય રસનાં આભુષણો પહેરાવ્યાં છે. તે પુસ્તક હિંદના રાજાઓને રાજ્ય શાસન માટે નમૂના રૂપ છે. નૌશીરવાનને આ પુસ્તક જોવાનો ઘણો શોખ થયો. તેથી તેણે રાજ્યના સુજ્ઞ અનુભવી પુરૂષોને ફરમાવ્યું કે તમે એક એવા ડાહ્યા પુરૂષને શોધી કાઢો કે જે ફારસી અને સંસ્કૃત ભાષા જાણતો હોય, અને જે દૃઢ મનનો, અને ભાષા વિશારદ હોય. તેઓએ ઘણા સમય સુધી શોધ કરી, તો તેમને બરઝૂયા નામનો એક માણસ મળી આવ્યો કે જે ઘણો જ જ્ઞાની અને તીવ્ર બુદ્ધિ વાળો હતો. તેણે આ સર્વ જ્ઞાન ઉપરાંત, વૈદક શાસ્ત્રમાં પૂર્ણ કીર્તિ સંપાદન કરી હતી. તેને નૌશીરવાન પાસે તેડી લાવ્યા. નૌશીરવાને બરઝૂયા ને કહ્યું કે, "મેં તને ઘણી શોધખોળ પછી મેળવ્યો છે, અને હું તને એક અગત્યના મહાન કાર્ય માટે મોકલું છું. હું તારા જ્ઞાન અને ડહાપણથી વાકેફ થયો છું, કે તને જ્ઞાન પ્રાપ્તિ અને કળાનાં પુસ્તકોનો શોખ છે. એવું કહેવાય છે કે, હિંદમાં એક એવું અમૂલ્ય પુસ્તક છે કે જેને અનુસરીને તે દેશના રાજાઓ પોતાનું રાજ્યતંત્ર ચલાવે છે. મારી ઇચ્છા છે કે તે પુસ્તકની નકલ આપણા રાજયમાં પણ આવે. તેથી તારે તે દેશની મુસાફરીએ જવા માટે ઈરાદાપૂર્વક કમર કસવી જોઈએ. અને તારાથી બને તેટલો પ્રયાસ કરી તે પુસ્તક અને તે ઉપરાંત બીજાં પુસ્તકો કે જે તત્વ જ્ઞાનની કલમથી લખાએલાં છે, તે સર્વ મેળવીને અત્રે ભેટ તરીકે લાવવાં જોઇએ."

બરઝૂયાએ પોતાનું સદ્‌ભાગ્ય માનીને તે સેવા કરવાનું કબુલ કર્યું. અને શુભ મુહુર્ત જોઈ ત્યાંથી રવાના થયો. તેને સોના મહોરથી ભરેલી પચાસ થેલીઓ કે જે દરેકમાં પચાસ હઝાર દીનાર હતા તેને સાથે લઇ જવા આપવામાં આવી. અને લશ્કરના અમલદારો, તેમજ રાજ્યના મહાજનો તેને વળાવવા માટે ગયા. બરઝૂયા એ આનંદપૂર્વક પોતાનો માર્ગ લીધો, અને કેટલાક અકસ્માત વેઠયા પછી તે હિંદુસ્તાન પહોંચ્યો, અને બાદશાહના દરબારમાં વારંવાર આવવા લાગ્યો. સુજ્ઞ અને અનુભવી પુરૂષોની સભાઓમાં ફરવા લાગ્યો, અને રાજ્ય દરબારીઓ અને રાજ્યના સુજ્ઞજનોની સ્થિતિ વિષે પુછપરછ કરવા લાગ્યો. દરેક માણસને તે કહેતો હતો કે હું ફક્ત જ્ઞાન પ્રાપ્ત કરવા માટેજ પરદેશમાં આવ્યો છું, અને શિષ્ય વૃત્તિ ઇચ્છું છું. જો કે તે સર્વગુણ સંપન્ન હતો, તો પણ તે પોતાને અજ્ઞાની જાહેર કરતો. અને સર્વે પુરૂષોની મિત્રાચારી કરતો. દરેકની તે કસોટી કરતો હતો. છેવટે તેણે એક માણસને પસંદ કર્યો, કે જે જ્ઞાનમાં અગ્ર-ગણ્ય હતો. તેણે વિચાર્યું. કે જો આ ગુપ્ત ભેદની ચાવી મારા હાથમાં આવે, તો બેશક ઇચ્છિત વસ્તુરૂપી તાળું ઉઘડી જાય. (મારી ઇચ્છા સફળ થાય). તેની સાથે બરઝૂયા એ ગાઢ મૈત્રી બાંધી. આખરે એક દિવસે તેને કહ્યું, " અરે પ્રિય બંધુ ! અત્યાર સુધી મારો ઇરાદો મેં તારાથી ગુપ્ત રાખ્યો હતો. સુજ્ઞ પુરૂષોને એક ઇશારો બસ છે."

તે અનુભવી બ્રાહ્મણે કહ્યું, " હા, તે તેમજ છે " જો કે તેં તારો ઇરાદો છુપાવ્યો છે, છતાં પણ હું તે કળી શકયો છું. જ્યારે તેંજ તારી જાતે આ વાતચીતનું દ્વાર ખોલ્યું, ત્યારે હું તને તારો મનસુબો કહી દઉં છું. સ્પષ્ટ છે કે તું અમારા રાજ્યમાંથી અમારા તત્ત્વજ્ઞાનના ભેદોનો ખજાનો તારા દેશમાં લઈ જવા ઇચ્છે છે. અને તારા બાદશાહને આ ડહાપણના ખજાનાથી સમૃદ્ધ બનાવવા ઇચ્છે

છે. તારા કામનો પાયો તેં છેતરપંડી ઉપર રચ્યો હતો, અને હું આ કાર્યથી ઘણો આશ્ચર્ય પામ્યો હતો. અને આ રાહ જોતો હતો કે કદાચ વાતવાતમાં તારી મુરાદનો શબ્દ તારા મુખેથી નીકળી આવે. (તું તારી ઇચ્છા જણાવે). પરંતુ આવું કદી બન્યુંજ નહિ. અને આવી તારી હોશિયારી અને અગમચેતી જોઈને મારો તારા ઉપર વિશ્વાસ વધ્યો. કોઈ માણુસ પરદેશમાં એવી કોમની સાથે રહે છે, કે જેને તે ઓળખતો નથી, અને જેના રીતરિવાજોથી તે વાકેફ હોતો નથી, છતાં પણ, તે બધી અગમચેતી અને કાળજી રાખે છે, તો તે માણુસ તત્વજ્ઞાન અને સમજશક્તિ વિનાનો નજ હોઈ શકે."

જ્ઞાની મનુષ્યો આઠ ગુણોથી પરખાય છે. (૧) સહન-શક્તિ. (૨) આત્મજ્ઞાન અને પોતાની શક્તિના માપનું ભાન. (૩) રાજાઓનું આજ્ઞાપાલન અને તેમની ઇચ્છાનુસાર વર્તન. (૪) ગુપ્ત વાત કરવાનું સ્થાન અને ગુપ્ત વાતના વિશ્વાસુ માણુસની જાણ હોવી. (૫) પોતાની તેમજ પારકાઓની ગુપ્ત વાતોની સાચવટ અને તેમ કરવામાં પુષ્કળ પ્રયાસ. (૬) રાજાઓના દરબારમાં અધિકારીઓના મનને મીઠી વાણીથી જીતવાં તે. (૭) પોતાની જીભ ઉપર કાબુ રાખવો, અને જરૂર પ્રમાણેજ શબ્દો ઉચ્ચારવા. (૮) સભાઓમાં મૌન ધારણ કરવું અને એવી વાત જાહેર ન કરવી, કે જેથી પાછળથી પસ્તાવાની બીક રહે.

જે માણુસમાં આ ગુણો હોય છે, તે માણુસ પોતાની મુરાદ પાર પાડે છે. આ સર્વ ગુણો તમારામાં એકત્રિત છે. પરંતુ જણાયું છે કે મારી સાથેની તમારી મૈત્રી સ્વાર્થથી દુષિત થએલી છે. પરંતુ જે માણુસમાં આવા ગુણો હોય, અને જો હું તેની ઇચ્છા અનુસાર ન વર્તું, તો હું ડહાપણથી દૂર છું. આવી તમારી મુરાદથી હું ઘણોજ ભયભિત થયો હતો, કારણ કે કદાચ એવી ભયંકર બાબત બને કે

જેથી આ વાત હિંદના રાજાને કાને પડે, અને આ કાર્યમાં મારે મારૂં મસ્તક ગુમાવવું પડે.

જ્યારે બરઝુયાએ જોયુ કે તેની મુખમુદ્રા ઉપરથી તેનો ગુપ્ત ભેદ તે બ્રાહ્મણ કળી ગયો છે, ત્યારે તેણે શરમથી મસ્તક નીચું નમાવીને કહ્યું, કે " મેં તમારી ગૃહસ્થાઇ, ડહાપણ અને આતિથ્યથી પ્રેરાઈને આ ખાનગી વાત તમોને કહી હતી. તમે પોતે જ મારા હૃદયની તમામ છુપી વાત એક ઈશારાથીજ જાણી લીધી છે, અને તેની સમજુતીમાંથી મને મુક્ત બનાવ્યો છે. તમારી સાથેની મારી મૈત્રીનો આજ હેતુ હતો. જો સુજ્ઞ પુરૂષ એક કિલ્લામાં આશ્રય લે, અથવા કોઈ મજબુત સ્થળે સ્વરક્ષણ માટે જાય, તો, તે આફતમાંથી નિર્ભય થાય છે. બ્રાહ્મણે કહ્યુ, " તારૂં કથન સત્ય છે. સુજ્ઞ પુરૂષોની દ્રષ્ટિમાં મૈત્રી કરતાં અતિ ઉત્તમ વસ્તુ કંઈ પણ નથી જો મહાબતમાં જાનમાલની ખુવારી થાય તો પણ તે ઓછી છે. પરંતુ, ગુપ્ત ભેદના રક્ષણ માટે ઉમદા મિત્રની જરૂર છે."

બરઝુયાએ કહ્યું, " તારૂં કથન સત્ય છે, પરંતુ તું જાણ છ ક હું એક પરદેશી માણુસ છું; અને મારે તારા સિવાય બીજો કોઈ વિશ્વાસ પાત્ર નથી. મેં તારી ઉદારતા ઉપર વિશ્વાસ રાખ્યો છે, અને મને આશા છે કે તું તારા સારા સ્વભાવને લઇને મારી ઈચ્છા પૂર્ણ કરીશ. તું જાણે છે કે આ ગુપ્ત વાત હું જાહેર કરૂં તે અસંભવિત છે. પરંતુ તને એવો ભય રહે છે કે, તારા ઓળખીતાઓ અને સગાં વહાલાંઓ કદી આ વાત જાણી જાય, તો તને રાજાની દ્રષ્ટિમાં હલકો પાડે. "

બ્રાહ્મણને બરઝુયાની વાતચિત કરવાની રીતભાત ગમી. અને છુપી રીતે આ પુસ્તક તેમજ બીજાં કેટલાંક પુસ્તકો તેને સોંપ્યાં. બરઝુયા બીકમાંને બીકમાં આ પુસ્તક લખવામાં મશગુલ બન્યો, અને

તે પુસ્તક તેમજ બીજાં પુસ્તકોમાંથી તેણે નકલ કરી લીધી, અને એક વિશ્વાસુ માણસને નૌશીરવાન તરફ મોકલ્યો, જેથી તે આ પરિસ્થિતિ અને પોતાની મુરાદબર આવવાના શુભ સમાચારથી તેને વાકેફ કરે.

નૌશીરવાન આ શુભ સમાચાર સાંભળી ઘણોજ ખુશી થયો, અને તેણે ઇચ્છયું કે તે જલદી પાછો ફરે. તેણે તેજ દિવસે નીચે પ્રમાણે સંદેશો મોકલાવ્યો:—" તારે ઉમેદ ફળીભૂત કરીને પાછા આવવાની કોશીશ કરવી, અને સબળ મનથી અને ઉચ્ચ અભિલાષાઓથી દરબાર સમક્ષ રજુ થવું, અને તે પુસ્તકને બહુ કીંમતી ગણવું, કારણ કે મારૂં દિલ તે મેળવવા ઘણું ઈંતેજાર છે. તારે અક્કલ હોશિયારીથી આ કાર્યમાંથી બહાર આવવાની યુક્તિ શોધી કાઢવી, કારણ કે મહાન પ્રભુ સુજ્ઞ મનુષ્યોને ચાહે છે, અને તેમનું રક્ષણ કરે છે."

આ હુકમને સીલ કરીને દૂતને રવાના કર્યો; અને તાકીદ આપી કે રાજમાર્ગ કરતાં બીજો માર્ગ ગ્રહણ કરીને જલદીથી પાછા આવો, જેથી દુશ્મનોથી તમો સહિસલામત બચી જાઓ. આ હુકમ મળતાને વારજ બરઝૂયા ત્યાંથી રવાના થયો. જ્યારે તે નૌશીરવાનના મુલ્કની હદમાં પહોંચ્યો, ત્યારે તેણે ખબર આપી. દરબારીઓને તેના સ્વાગત માટે મોકલ્યા; અને ઘણાજ માનપૂર્વક સત્કાર સહિત તેને તેડી લાવ્યા. બરઝૂયાએ જમીનને ચુંબન કર્યું, અને રાજાને નમન કર્યાં. બાદશાહી ભેટથી તે માનવંતો થયો.

નૌશીરવાને કહ્યું, " તેં ઉત્તમ સેવા બજાવી છે, તેથી તું સ્તુતિને પાત્ર છે. તું રસ્તામાં ધુળફાકતો અને મુસાફરીમાં મહા મુશ્કેલીઓ વેઠીને આવ્યો છે, તેથી હું જણાવું છું કે તારે એકાદ અઠવાડિઆ સુધી આરામ લેવો, અને ત્યાર બાદ દરબારમાં હાજર થવું. સાતમે

દિવસે નૌશીરવાને એક ભવ્ય દરબાર ભર્યો, અને રાજ્યના સર્વ સુજ્ઞ-જનો અને બરઝૂયાને આમંત્રણ આપ્યાં. પછી રાજાએ બરઝૂયાને આ પુસ્તકનું રહસ્ય સર્વ હાજર થએલાઓ સમક્ષ વાંચી સંભળાવવા જણાવ્યું. જ્યારે તેણે તેમ કર્યું, ત્યારે તેઓ સ્તબ્ધ થયા, અને પ્રભુનો આવા ઉત્તમ ખજાનાની બક્ષીસ માટે આભાર માનવા લાગ્યા. તેઓએ બરઝૂયાની પ્રશંસા કરી. નૌશીરવાને ધનભંડારના દ્વાર ખુલ્લાં મૂકવાનું ફરમાવ્યું, અને બરઝૂયાને કહ્યું, અને સોગન આપ્યા, કે તારે વિના સંકોચે તારી ઇચ્છા મુજબ સુવર્ણ અને જવાહિર લઇજવાં. બરઝૂયાએ જમીન ઉપર મસ્તક મૂકીને ( નમન કરીને ) કહ્યું. " બાદશાહની કૃપાએ મને ધનની લાલસાથી મુક્ત કર્યો છે. પરંતું જ્યારે તમે સોગન આપ્યા છે, ત્યારે હું ફક્ત જામદારખાનામાંથી એક ખાસ બાદશાહી જામો સ્વિકારૂં છું. "

તે વખતે તે બોલ્યો કે, " આ સેવા બજાવવામાં મેં ઘણુંજ કષ્ટ વેઠયું છે, અને આશા અને ભયમાં મેં મારા દિવસો વ્યતિત કર્યા છે. એટલું જ નહિ, પરંતુ મેં મારૂં જીવન રાજાની ઇચ્છા પૂર્ણ કરવામાં ગાળ્યું છે. પરંતુ સેવકોની ફરજ તો નિખાલસવૃત્તિ અને પ્રયાસ જ છે. જો કે રાજાના સદ્ભાગ્યથી જ આ કાર્યની સિદ્ધિ થઇ છે, છતાં મારી એક એવી ઇચ્છા છે કે જે રાજાની ઉદારતા જોતાં કંઇ વિસાતમાં નથી. જો આ મારી મુરાદ પૂર્ણ થાય, તો મને બાહ્ય તેમજ આંતરિક મોટાઇનો યોગ પ્રાપ્ત થાય. "

નૌશીરવાને જણાવ્યું, " તારે જે માગવું હોય, તે માગી લે. તું એવી માગણી કરકે જેનાથી બીજી કોઇ મોટી હોઇશકે નહિ. અમારા દરબારમાં તેનો સ્વિકાર થશે. " બરઝૂયાએ કહ્યું, " આ પુસ્તકનું અધિપત્ય જેને સોંપવામાં આવ્યું છે, એવા બુઝુરચમહર ને કહોકે, આ પુસ્તકમાં મારા વિષે એક પ્રકરણ લખે, અને તેમાં મારા ધંધાની

ચતુરાઈ, કુળ, અને ધર્મ વિષે વિવેચન કરે, આ પ્રકરણને રાજાની મરજીમાં આવે ત્યાં સ્થાન આપે, જેથી આ સેવકનું માન જગતમાં ચિરસ્થાયી રહે, અને રાજાની કીર્તિ સર્વ સ્થળે પ્રસરે.

નૌશીરવાન અને સભાજનો ઘણાજ નવાઈ પામ્યા, અને બરઝૂયાની ઉચ્ચ ઉદારતા અને સંપૂર્ણ ડહાપણનાં વખાણ કરવા લાગ્યા, સર્વેએ સંમત થઈને કહ્યું, કે તે આ માનને પાત્ર છે. નૌશીરવાને બુઝુરચમહરને બોલાવ્યો અને કહ્યું, "બરઝૂયાની નિખાલસવૃત્તિ અને સેવા ભાવ તું સારી રીતે જાણે છે. તને ખબર છે કે આ કાર્યમાં તેણે કેટલી મુશીબતો ઉઠાવી છે? મે વિચાર કર્યો, કે હું તેને એટલું બધું સુવર્ણ અને જવાહીર બક્ષીશ કરૂં, કે તેના મનમાં તેથી વિશેષ મેળવવાની તેને ઇચ્છા જ ન રહે. પરંતુ તેણે ઉદારવૃત્તિને લીધે તેનો સ્વીકાર કર્યો નહિ. પણ તેણે વિનંતી કરી કે આ પુસ્તકમાં મારા માટે એક જુદું પ્રકરણ લખાવવું જોઇએ, કે જેમાં તેના જન્મથી માંડી, આપણી સેવા કરવાનું સદ્‌ભાગ્ય તેને પ્રાપ્ત થયું, ત્યાં સુધીનું બધું વૃતાંત આવવું જોઈએ. અમે તેની આ ઇચ્છાનો સ્વીકાર કર્યો છે, અને આ પ્રકરણને પુસ્તકના આરંભમાં જ મૂકવું જોઈએ."

બરઝૂયાએ સાભાર દંડવત્ પ્રણામ કર્યા, અને રાજાના સદ્‌ભાગ્ય માટે પ્રાર્થના કરી. બુઝુરચમહરે આ પ્રકરણ યોગ્ય રીતે લખ્યું અને જાહેર સભાના દિવસે બરઝૂયા અને પ્રજાજનોની સમક્ષ વાંચી સંભળાવ્યું. ડાહ્યાપુરૂષોના સમગ્ર સમુદાયે બુઝુર ચમહરની શૈલીનાં વખાણ કર્યાં, અને નૌશીરવાને તેને કીંમતી ભેટ આપી. બરઝૂયાએ જમીનને ચુંબન કરી નૌશીરવાનની બક્ષીશ માટે તેનો આભાર માનતાં કહ્યું, "હે મહાન પ્રભુ! આ પ્રમાણે રાજાવિજયી નિવડજો, કારણ કે તેની ઉચ્ચ ઉદારતાને લઈને જ મારા જેવો એક પામર મનુષ્ય આવી સેવા બજાવી શક્યો છે, અને તેની ઇચ્છા પરિપૂર્ણ કરવાના માર્ગે

જઈને જ આ માન પ્રાપ્ત કરી શકયો છે, જ્યારે પ્રજાજનો આ પુસ્તક વાંચશે, ત્યારે તેઓ જાણશે કે રાજાની આજ્ઞાનું પાલન, એ જ ઊત્તમ પ્રકારની સેવા છે. તેજ માણસ ઊમદા થઈ શકે છે કે જેના ઉપર ઝમાનાના બાદશાહોની કૃપા દ્રષ્ટિ હોય છે, અને જેમને તેમના સમકાલીન મનુષ્યો કરતાં ઉચ્ચ પદવી આપે છે.

ટુંકમાં ઈરાનના ફીલસુફોએ આ પુસ્તકની નકલો કરી અને તેને અજાણ્યા માણસોની દ્રષ્ટિથી ગુપ્ત રાખવાનો ઘણો પ્રયાસ કર્યો. અબ્બાસીવંશના બીજા ખલીફા અબુજાફર મનસુર દવાનકીના સમય સુધી આ પુસ્તકને ગુપ્ત રાખવાનો નૌશીરવાન તેમજ ઈરાનના અન્ય પાદશાહોએ અનેક પ્રયાસો કર્યા. “ કલીલા વદમ્‌ના ” કે જે પહેલવી ભાષામાં લખાએલું હતું, તેની હસ્તલિખિત નકલ ખલીફાએ મહાન પ્રયાસે મેળવી. અને ઈમામ અબુલ હસન અબદુલ્લા ઈબ્નુલ મુકન્ના કે જે તે જમાનાના લેખકોમાં અગ્રગણ્ય લેખાતા હતા, તેમને પહેલવી ભાષામાંથી અરબી ભાષામાં અનુવાદ કરવાનું ફરમાવ્યું. તે તેને હંમેશાં પોતાની નજર સમક્ષ રાખતો; અને રાજ્ય કારભાર તેમાં લખ્યા મુજબ ચલાવતો. આખરે અબુલ હસન નસર બિન અહમદ સામાનીએ અરબી ભાષામાંથી ફારસી ભાષામાં તેનો અનુવાદ કરવાનું ફરમાવ્યું. ત્યારબાદ “ રૂદકીએ ” સુલ્તાન મહમૂદ ગઝનીની આજ્ઞાનુસાર તે પુસ્તકને કાવ્યનું રૂપ આપ્યું; અને બીજીવાર બહરામશા બીન સુલતાન મસઊદ કે જે સુલતાન મહમૂદ ગીઝનીના વંશનો હતો, તેણે તે અરબીભાષામાં હસ્તલિખિત “ કલીલા વદમ્‌ના ” કે જે ઈબ્ને મુકન્નાએ લખ્યું હતું તેનો તરજુમો કરવાનું, “ અબુલમઆલી નસરૂલ્લા મસ્તુફી ” ને કહેવામાં આવ્યું. આ ઝમાનામાં “ કલીલા વદમ્‌ના ” કે જે મશહુર છે, તે આજ છે, આ પુસ્તકમાં ઘણી કઠિન અરબી કડીઓ અને શબ્દકોષ હતા, તેથી અમીર નઝૂમ સોહેલી કે જે

વિજયી સુલતાન હુસેન મીરઝાનો મહોરદાર હતો, તેના કહેવાથી મૌલાના હુસેન વાએઝે તે પુસ્તક ઘણી સરલ શૈલીમાં લખ્યું, અને તેનું નામ " અનવારે સુહીલી રાખ્યું.

જ્યારે દુનીઆના રક્ષક સમ્રાટ, ( અકબર ) કે જે, ઝમાનાનો ખલીફ, રાજાઓનો મુગટમણી' બ્રહ્મજ્ઞાનીઓનું પુજ્યસ્થાન આ દુનીઆ રૂપી અંધારા ઓરડાનો તિમિર નાશક આદમનાવંશનું ગૌરવ, ઉચ્ચ મરતબાવાળો, ગાદીતકીએ બિરાજનાર, વિજયી, ન્યાયનો મિત્ર, રાજ્ય સત્તાની મુદ્રાછાપ, સમસ્ત જગત્ ઉપર વિજય પ્રાપ્ત કરનાર તલવારનું તેજ, અનુપમ ઉપમાઓનું શિર્ષક, મહાન ઈશ્વરી ફરમાન રૂપી સુશોભિત લેખનો શુંગાર, દૈવી ગુપ્ત ભેદોનો પટ–વિદારક, દૈવી રૂપની મુખમુદ્રા ખીલવનાર, દષ્ટાઓનાં એકાંત સ્થળોનો વિશ્વાસુ, પ્રભુનો અનન્ય સેવક, અતિતિક્ષ્ણ કોયડાઓનો નિરક્ષક, શરાફી જવાહીરનો પરીક્ષક, અતિવિલક્ષણ વિચારોનો ચિત્રકાર, સૌંદર્યના બુરખાઓની ગ્રંથી ઉકેલનાર, સત્યના મહેલમાં રંગપુરનાર, ગુપ્તભેદો જાણનાર આલમની સભાનું ભૂષણ, ડહાપણ અને જ્ઞાનના ચિત્રકારોનો ચિત્ર સમૂહ, અનાદિ અનંતપણાના કારીગરોનો નમૂનો, રાજ્ય દરબારની રીતભાતનો નિયંતા, પ્રભુના સેવકોનું ભરણપોષણ કરનાર, આશા અને સલામતીનું સ્થાન, અને તેનો જામીન, ડહાપણના સામ્રાજ્યની ગ્રંથીનો વિદારક, ઈશ્વરી ખજાનાનો કીલીદાર સૃષ્ટિના પટ ઉપર આરામ બક્ષનાર, આ લોક તેમજ પરલોકનો વ્યવસ્થાપક, ન્યાયી સુલતાન, પૂર્ણ સિદ્ધિ, બ્રહ્મજ્ઞાનીઓની સબળ દલીલ, ખુદાઈ મહેરબાનીની સ્પષ્ટ સાબિતી, સત્ય અને માયાના પંથના કાફલાનો નેતા, એવા અબુલ ફતેહ, જલાલુદ્દિન અકબર બાદશાહ ગાઝી ( કે જેની સલ્તનત, ખિલાફત, ન્યાય, અને કૃપાની છાયા તેના ભાગ્યશાળી દરબારના મક્કમ વફાદાર અને તેના પંથમાં ઉત્સાહ પૂર્વક વિચરનારા

પુરૂષોના લલાટ ઉપર સર્વદા પ્રસરેલીઅને વિસ્તૃત રહો, ) ની જાદુ-ભરેલી દ્રષ્ટિ આ પુસ્તક ઉપર પડી, ( આવા સર્વગુણ સંપન્ન અકબર બાદશાહે આ પુસ્તક જોયું ), ત્યારે તેની શબ્દરચના, અને પુરાતન સમયના બોધવચનોને વાર્તાના રૂપમાં કહેવાની શૈલી તેને બહુ પસંદ પડી. તેજ પળે અબુલ ફઝલ બિન મુબારકને કે જેના મસ્તક ઉપર નિખાલસ વૃત્તિની ધુળ હતી, ( વફાદાર હતો ) તેને હુકમ ફરમાવ્યો કે જો કે જમાનાના લોકો " અન્વારે સુહીલી "ને " કલીલા વદમ્ના " કરતાં વધારે વખાણે છે, તો પણ તે અરબી ફકરા અને ફારસી અલંકારોથી ભરપુર છે. તેથી કેટલાક શબ્દો કાઢી નાખીને, લાંબા વિવેચનોને છોડી દઈને સ્પષ્ટ શૈલીમાં તે પુસ્તક લખવું જોઇએ, જેથી, સામાન્ય પ્રજા તેનો લાભ ઉઠાવી શકે અને હેતુ પરિપૂર્ણ થાય. રાજા કે જે ઈશ્વરી ફરમાનનો દુભાષીઓ છે, તેના ફરમાન મુજબ આ પુસ્તકને " અન્વારે સુહીલી "ની શૈલી મુજબ લખવામાં આવ્યું. પરંતુ બે પ્રકરણ કે જે મૌલાના હુસૈન વાએઝે, " કલીલા વદમ્ના "માંથી લીધાં નહતાં તેમને આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં, કારણ કે જો કે, આ બે પ્રકરણ મૂળ પુસ્તકમાં જોવામાં આવતાં નથી, તો પણ સત્ય ચાહનારાઓને પસંદ પડે એવા, ઘણા ઉચ્ચ વિચારો ડાહ્યા મનુષ્યના હૃદયમાં સ્થાન મેળવે છે. આ વાત બાજુએ મૂકીએ, તો પણ તેમાં ઈશ્વર પ્રાપ્તિ કરાવે તેવા બોધવચનોનો સમાવેશ થાય છે.

આ બોધદાયક પુસ્તક બરઝૂયા હકીમે ઘણી જ શોધખોળ પછી મેળવ્યું, અને તેનો પહેલવી ભાષામાં અનુવાદ કર્યો, તેથી તેના ઉપર પ્રથમ હક્ક છે, કારણ કે ખાસ કરીને આ પ્રકરણમાં તેની સેવાની મહેનતનું વર્ણન કરવામાં આવ્યું છે. બુઝુર ચમહરનો પણ આ પુસ્તકના પ્રયોજક તરીકે, તેના ઉપર હક્ક છે. આ બે પ્રકરણને છોડી દેવાં તે કૃતજ્ઞતાના નિયમોની વિરૂદ્ધ છે.

પુસ્તકનું વિષય સૂચીપત્રઃ—

પ્રકરણ પહેલુંઃ—તત્ત્વવેત્તા બુઝુર ચમહરનાં કેટલાંક બોધવચનો.
પ્રકરણ બીજુંઃ—બરઝૂયા હકીમની હાલતનું વર્ણન.
પ્રકરણ ત્રીજુંઃ—ચાડીઆઓની ચુગલી ઉપર ધ્યાન ન આપવા વિષે.
પ્રકરણ ચોથુંઃ—દુષ્ટ પુરૂષોને થતી શિક્ષા, અને તેમનાં કુકર્મોનાં માઠાં ફળ વિષે.
પ્રકરણ પાંચમુંઃ—મિત્રો સાથે ઐક્ય રાખવાથી થતા લાભ વિષે.
પ્રકરણ છઠ્ઠુંઃ—શત્રુઓના કાવાદાવાથી ચેતતા રહેવા અને તેઓના છળકપટથી ગાફિલ ન રહેવા વિષે.
પ્રકરણ સાતમુંઃ—અજ્ઞાનતા વિષે, અને ઇચ્છીત વસ્તુરૂપી મોતીનો ત્યાગ અને તેની પ્રાપ્તિ માટે વિલંબ કરવા વિષે.
પ્રકરણ આઠમુંઃ—કાર્યોમાં ઊતાવળ કરવાથી થતી હાનિ વિષે.
પ્રકરણ નવમુંઃ—દીર્ઘદ્રષ્ટિ અને શત્રુઓના છળકપટથી મૂક્ત થવા વિષે.
પ્રકરણ દશમુંઃ...કીનાખોર માણસોથી દૂર રહેવા વિષે, અને તેમની ખુશામતથી ન ઠગાવા વિષે.
પ્રકરણ અગીઆરમુંઃ—અપરાધીઓના અપરાધની ક્ષમા, જે બાદશાહો માટે અતિ ઉત્તમ ગુણ છે, તે વિષે.
પ્રકરણ બારમુંઃ—કૃત્યોના પરિણામ વિષે.
પ્રકરણ તેરમુંઃ—લોભવૃત્તિનાં માઠાં ફળ અને પોતાના કર્તવ્યોમાંથી વિમુખ રહેવા વિષે.
પ્રકરણ ચૌદમુંઃ—જ્ઞાનનું મહત્વ, અને ખાસ કરીને રાજાઓને પોતાના કાર્યમાં આળસ, અને ઢીલ ન કરવા વિષે.
પ્રકરણ પંદરમુંઃ—પાદશાહોએ, નિમકહરામ અને અહિત ઇચ્છનારાઓના શબ્દોથી ન લલચાવા વિષે.
પ્રકરણ સોળમુંઃ—કાળના પરિવર્તન ઉપર ધ્યાન ન આપવા વિષે.

એ વાત જાણવી ઉચિત્ત છે કે "અબુલ મઆલી નસરૂલ્લા મસ્તુફી" "કલીલાવ દમ્ના"માં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે:—કે તત્વ વેત્તા બુઝુર ચમહરે પહેલવી ભષામાં પ્રયોજેલા "કલીલા વ દમ્ના"માં સોળ પ્રકરણ છે. તેમાંના દશ પ્રકરણ અસલ સંસ્કૃત પુસ્તક "કર્તક દમ્નક"નાં જ છે, અને બીજાં ૭ પ્રકરણો પુસ્તકની ઉપયોગિતા વધારવા બુઝુરચમહરે દાખલ કર્યાં છે; અને પુસ્તકના અંતિમ ભાગમાં ચાર પ્રકરણો રાજાના પ્રશ્નોના બ્રાહ્મણે આપેલા ઉત્તરો વિષે છે. આ સ્થળે તેમને તેજ ક્રમમાં રજુ કરવામાં આવ્યાં છે, અને બીજાં બે પ્રકરણો કે જેને વિષે આ પુસ્તકના આરંભમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેને આ પુસ્તકમાં સામેલ કરવામાં આવ્યાં છે, આશા રાખવામાં આવે છે કે, જમાનાના નૃપતિઓને તે પુસ્તક અતિપ્રિય થઈ પડશે, અને ઉત્તમ તેમજ મધ્યમ વર્ગના મનુષ્યો, તેનો લાભ ઉઠાવશે.

## ચોપાઈ:—

આશા છે કે આ પુસ્તક ઘણું માનનીય થઈ પડશે. અને માંગલિક સભાઓમાં તે ભૂષણરૂપ નીવડશે. જમાનાના નૃપતિઓના સહાનુભૂતિ વાળા લક્ષથી આ પુસ્તક એવી નામના મેળવશે કે વિશ્વવિખ્યાત થઈ જશે.

# પ્રકરણ પહેલું.

—બુઝુર્ચમહરનાં વચનો અને આ પુસ્તક સાથે સંબંધ ધરાવતી વાર્તાઓ—

જાણવું જોઈએ કે હિંદના ડાહ્યાપુરૂષોએ "કલીલા વદમના"ના પુસ્તકનો સંગ્રહ કર્યો છે, (રચ્યું છે), કે જેમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં તત્વજ્ઞાન, બોધદાયક સુત્રો અને સમયને લગતી કહેવતોનો સમાવેશ થાય છે. ગ્રીસ, ઈરાન, અને હિંદ વિગેરે દેશના સુજ્ઞ જનોએ એક એવું પુસ્તક લખવાનો પ્રયાસ કર્યો કે જેમાં રાજતંત્ર અને રાજકારભારનાં કાનુનોનો સમાવેશ થાય. આખરે હિંદના જ્ઞાની પુરૂષોએ પુસ્તકરૂપી એક નુતન ચિત્ર ચીતર્યું, કે જેમાં તેમણે મુંગા પ્રાણીઓની ભાષાદ્વારા ઉચ્ચ વિચારોને એકત્ર કર્યાં, અને તેના કેટલાક લાભ દ્રષ્ટિ સમક્ષ રાખ્યા. આ પુસ્તકને બધી બાજુએથી ટેકો મળ્યો. તેથી તેઓએ દરેક પ્રકરણને આદિથી અંત સુધી ઈચ્છાનુસાર પરિપૂર્ણ કર્યું. બોધદાયક વચનો અને શિખામણનાં સુત્રોમાં હાસ્ય રસનું મિશ્રણ કર્યું, જેથી ડાહ્યા માણસો તત્વજ્ઞાનથી ભરપુર વાર્તાઓમાંથી લાભ મેળવી શકે, અને અજ્ઞાની મનુષ્યો તેમને માત્ર જોડી કાઢેલી વાર્તાઓ ગણી તેમાંથી જ્ઞાન રૂપી ધન મેળવી શકે. નાનાં બાળકો, કે જે વિદ્યા સંપાદન કરવાની સ્થિતિમાં હોય છે, તેઓ પણ સંપૂર્ણ રીતે જ્ઞાન અને બોધ પ્રાપ્ત કરી શકે. અને સહેલાઈથી યાદ રાખી શકે. જ્યારે તેઓ પુખ્ત ઉમ્મરે પહોંચે, અને ડાહ્યા અને અનુભવી થાય, ત્યારે જો, તેઓ પોતે યાદ રાખેલી બાબતો ઉપર ઉંડો વિચાર કરે, તો તેમને તેમનું હૃદય જ્ઞાનથી ભરપુર દેખાય, અને ડહાપણનો બાદશાહી (અઢળક) ખજાનો મેળવ્યો હોય, તેમ જણાય. આ વિષે એક ઉદાહરણ છે, કે જ્યારે માણસ અજ્ઞાનતાના

મૂળ રૂપી કાચી વયમાંથી, સર્વ વસ્તુના ભુષણુ રૂપ સમજશક્તિની પુખ્ત વયે પહોંચે છે ત્યારે તે પિતાના સંગ્રહ કરેલા ખજાના પાસે જઈ ચઢે છે, અને તેથી તે ધનવાન થાય છે, અને જીવનપર્યંત જીવ·નની હાડમારીઓમાંથી ઉગરી જાય છે.

આ પુસ્તક પ્રગટ કરવાનો હેતુ દરેક વાંચકે જાણવો જોઈએ, અને જો તેના રહસ્યથી તે અજ્ઞાન રહેશે તો તેમાંથી લાભ મેળવવો કઠિન થઈ પડશે. ખાસ અગત્યની એ શરત છે, કે વાંચકોએ પુસ્તકને યોગ્ય રીતે વાંચવું, અને ત્યારબાદ તેના ઉપર મનન કરવું, કારણુ કે લખાણુ સત્યનું માત્ર બીજું છે. ( મનન સિવાયના વાંચનથી વાંચકને સત્ય વસ્તુ સમજાતી નથી ). જ્યાં સુધી તેને યોગ્ય રીતે જાણુવામાં ન આવે, ત્યાં સુધી તેનો અર્થ સમજવો, અશક્ય છે. તેને ઉતાવળથી પુરૂં કરવા માટે તત્પર થવું નહિ, પરંતુ તેનો ભાવાર્થ ધીમે ધીમે હૃદયમાં ઉતારવો જોઈએ, નહિ તો એનું પરિણુામ નીચે પ્રમાણે આવશે.

## —વાર્તા—

એક માણુસને એક અરણ્યમાંથી ખજાનો પ્રાપ્ત થયો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે જો હું આ આખો ખજાનો લઈ જવાનું મારે માથે લઉં, તો મારે મારી આખી જીન્દગી તેમાં વ્યતિત કરવી પડે, અને માત્ર થોડો જ ખજાનો લઈ જઈ શકાય. તેને એકી સાથે મારે ઘેર લઈ જવા માટે મારે માણુસો અને ખચ્ચરો ભાડે રોકવાં, તે વધારે સારૂં છે. તેણે તેના ધાર્યા મુજબ કર્યું, અને ખચ્ચર હાંકનારાઓ કે જેમને તે ઓળખતો નહોતો, અને જેમની તેણે કદી અજમાએશ કરી ન હતી, તેઓને, પરિણુામ શું આવશે, તેનો જરા પણુ વિચાર કર્યા સિવાય, સોનું આપીને પોતાને ઘેર પોતાની આગળ રવાના કર્યા જેથી લોકો તેના ઉપર વહેમ લાવે નહિ. ખચ્ચર

હાંકનારાઓને પોતાને જ ઘેર સોનું લઈ જવાનું સલાહભરેલું લાગ્યું. જ્યારે તે બેદરકાર :માણસ પોતાને ઘેર પહોંચ્યો, ત્યારે તેને તે ખજાનામાંથી પશ્ચાતાપ અને શોક સિવાય કંઈ પણ હાથમાં આવ્યું નહિ. સ્પષ્ટ જાણવું જોઈએ કે, પુસ્તકનું રહસ્ય સમજવામાં જ તેનો લાભ સમાએલો છે, નહિ કે તેનો મુખ-પાઠ કરવામાં. જે માણસ કંઈ પણ જ્ઞાન વિના પોતાના કાર્યનો આરંભ કરે છે, તે નીચે વર્ણવેલા માણસ સમાન છે.

## —વાર્તા—

એક માણસને ઇચ્છા થઈ કે તે ફારસી ભાષા બોલતાં શીખે. તેણે પોતાના એક વિદ્વાન મિત્રને એક સુવર્ણ પાટી આપી, તે ઉપર ફારસીમાં કંઈક લખવાનું તેને સૂચવ્યું. જ્યારે તેના .મિત્રે તે પાટી ઉપર લખ્યું, ત્યારે તે ઘેર લઈ જઈને વારંવાર તેમાં જોતો હતો. તેણે ધાર્યું કે હવે મારામાં છટાથી ભાષણ કરવાની સંપૂર્ણ શક્તિ આવી છે. એક સમયે એક સભામાં તે ખોટું ફારસી બોલ્યો. કોઈ એક માણસે તેના ખોટા બોલવા વિષે તેને જણાવ્યું. તે હસ્યો અને બોલ્યો, "જ્યારે મારા ઘરમાં સુવર્ણ પાટી છે, તો મારા ભાષણમાં ભૂલ કેમ હોઈ શકે?"

સર્વ સંજોગોમાં જ્ઞાન પ્રાપ્તિ માટે પ્રયાસો કરવા, અને ત્યારબાદ (જ્ઞાનને) સમજવું, તે દરેક મનુષ્યને માટે જરૂરી છે. કારણ કે, જ્ઞાનની શોધ અને કાર્યના પરિણામનો વિચાર કરવો તે વ્યાજબી છે. મનુષ્યને જ્ઞાન અને સત્કર્મો સિવાય ચાલે જ નહિ. સાહિત્યનું તેજ હૃદયને પ્રકાશિત કરે છે, અને અનુભવ રૂપી ઔષધ, મનુષ્યને અજ્ઞાનતારૂપી નાશમાંથી બચાવે છે. સાહિત્ય મનુષ્યને અમર જીવન અર્પે છે. સત્કર્મોનું ભાન ભલાઈની વૃદ્ધિ કરે છે. જ્ઞાનરૂપી ઝાડનાં ફળ સત્કર્મ અને નિર અપરાધીપણું છે. જે માણસ જ્ઞાન ધરાવે છે, અને

તે પ્રમાણે વર્તતો નથી, તે એવા માણસ સમાન છે, કે જે, માર્ગના જોખમથી વાકેફ હોય છે, છતાં તેજ માર્ગે વિચરે છે, તેથી તે લુંટાય છે, અને છેવટે, મરણને શરણ થાય છે. અથવા તે એક દર્દી સમાન છે, કે જે ખોરાકના હાનીકારક તત્વોથી વાકેફ હોય છે, છતાં તેનું તે સેવન કરે છે, અને પરિણામે મૃત્યુ પામે છે. બેશક જે માણસ કોઈ વસ્તુની માઠી અસર જાણવા છતાં તેમાં ઝંપલાવે છે, તે છેવટે ડાહ્યા પુરૂષોના ઠપકા રૂપી બાણનું નિશાન થઈ પડે છે.

—વાર્તા—

જો બે માણસ એક કુવામાં પડે, એક દેખતો હોય અને બીજો અંધ હોય, જો કે બંન્ને વિનાશના ભાગીદાર તો છે જ, છતાં, ડાહ્યા માણસોને આંધળા માણસનું બ્હાનું વધારે ઠીક લાગે. જ્ઞાન સંગ્રહનો લાભ પોતાના સ્વભાવ, (આત્મા) ને ઉન્નતિએ પહોંચાડવાનો છે. કારણ કે જ્ઞાન વડે પ્રભુની કૃપા મેળવી શકાય છે. જ્યારે પોતે જ ડહાપણથી આભૂષિત હોય છે, ત્યારે તે બીજાઓના ડહાપણની વૃદ્ધિ કરવાનો પ્રયાસ કરે છે. જે માણસ પોતાની જાતને સુધાર્યા પહેલાં બીજાઓને સુધારવા પ્રયત્ન કરે,:અને પોતાની બાબતમાં જો તે બેદરકાર રહે, તો તે એક ઝરા સમાન છે, કે જેના જળથી બીજાઓને લાભ થાય છે, પરંતુ પોતે તેથી અજાણ હોય છે. અથવા તે એક રોગી વૈદ્ય જેવો છે કે જે માત્ર બીજાઓના ઔષધોપચારમાં મશગુલ રહે છે, અથવા તે એક અંધ પુરૂષ સમાન છે કે જે બીજાને માર્ગ દર્શાવે છે. પ્રથમ મનુષ્યે પોતાની જાતને બે વસ્તુઓથી સજ્જ કરવી જોઈએ, અને પછી બીજાઓ માટે ભોગ આપવો જોઈએ. પ્રથમ જ્ઞાન અને બીજું ધન, પહેલાં તેણે પોતાના સદ્દગુણોને કેળવવા જોઈએ. અને પછીથી તેણે બીજાઓને તે પ્રમાણે કરવા કહેવું જોઈએ. પહેલાં પોતાની ગરીબાઈનું નિવારણ કરવું, અને ત્યારબાદ

બીજાઓની દરિદ્રતા ટાળવા પ્રયાસ કરવો જોઇએ. જો કોઈ મૂર્ખ માણસ આ સત્ય વાતને મજાક સમજે, તો તે એવા અંધ મનુષ્ય સમાન છે, કે જે દેખતા માણસના કાર્યમાં ભૂલો કાઢે છે. ડાહ્યા માણસે દરેક કાર્ય શરૂ કરતા પહેલાં તેનું પરિણામ નજર સમક્ષ રાખવું જોઈએ, અને તે માર્ગે જતા પહેલાં ધ્યેય નક્કી કરવો જોઈએ, નહિ તો કાર્ય ગુંચાઇ જશે, અને પરિણામે પશ્ચાતાપ થશે.

ડાહ્યા પુરૂષોને શોભે છે કે તેઓ ધનની પ્રાપ્તિ કરતાં તેના અંતિમ પરિણામને વધુ પસંદગી આપે. કારણ કે જે માણસનું ધ્યાન દુનીઆદારી તરફ જેમ ઓછું, તેમ તેના મૃત્યુ વખતે તેને દુઃખ પણ ઓછું. જે પ્રભુને પ્રસન્ન કરવાનો વિચાર કરે છે, તે ઐહિક ઇચ્છાઓ અને અમરજીવન પ્રાપ્ત કરે છે. જે માણસની આકાંક્ષા ધન મેળવવાની જ હોય છે, તે માણસનું જીવન તેને દુઃખ રૂપ થઈ પડે છે. મનુષ્યોના ત્રણ પ્રકારના હેતુ સફળ કરવાના પ્રયાસો સ્તુત્ય છે:—

(૧) જીવનની જરૂરિયાતોનો સંગ્રહ. (૨) મનુષ્ય બંધુઓ પ્રત્યે શુભ વ્યવહાર. (૩) પરલોકનું ભાથું.

પવિત્રતા એ અતિ ઉત્તમ કાર્ય છે. કારણ કે દીર્ઘદષ્ટિવાળી બુદ્ધિ તેને પ્રાપ્ત કરવાનું સૂચવે છે. અને નીતિથી ધન સંપાદન કરવાનું ફરમાવે છે. ગમે તેવા સંજોગોમાં પણ પ્રભુની કૃપા, અને અનુકુળ સમયની સહાય મેળવવા માટે નિરાશ થવું જોઇએ નહિ. પરંતુ પ્રયાસનો ત્યાગ કરવો અને તેના ઉપર સંપૂર્ણ આધાર રાખવો, એ ખરેખર મૂર્ખાઈ ભરેલું છે, કારણ કે, પ્રયાસ કરવો એ પ્રભુની કૃપા મેળવવાનાં સાધનોમાંનું એક ઉત્તમ સાધન છે. જે માણસ પોતાના કાર્યને દૃઢતાથી વળગી રહે છે અને કાર્યસિદ્ધિ માટે પ્રયત્નોની જરૂરીઆત સમજે છે, તે માણસ ભિન્ન ભિન્ન પ્રકારનાં સુખ સરળ-

તાથી પ્રાપ્ત કરે છે. જો દૈવયોગે એક પ્રમાદી માણુસ ઉંચે દરજ્જે પહોંચે, અથવા બેદરકાર અને મૂર્ખ માણુસ ઉંચ્ચ પદવી પ્રાપ્ત કરે, તો તે તરફ લક્ષ ન આપવું, અને તેને ન અનુસરવું, કારણ કે ભાગ્યશાળી અને ધનવાન તેજ માણુસ થઈ શકે છે, કે જે, વિજયી, ડાહ્યા પુરૂષોને જ અનુસરે છે. તેથી કરીને તે હંમેશાં પ્રભુની મરજીને આધીન રહે છે, અને પ્રયાસ કરવાના ઉત્તમ ગુણુથી વાંછિત રહેતો નથી. ( માણુસે પ્રયાસ કરવા અને તેનું પરિણામ પ્રભુને સોંપવું ). પૂર્વજોના સદ્‌ગુણોને માર્ગસૂચક બનાવવા, અને તેમના અનુભવોને પોતાના કાર્યોમાં નમૂનારૂપ ગણવા, એ અતિ ઉત્તમ છે. જો તે પોતાના જીવન પર્યંત પોતાના અનુભવોને જ પ્રમાણભૂત ગણે, તો તેણે જીવનને ઉદ્યોગમાં ગાળવું જોઈએ. જો કે, એવું કહેવામાં આવ્યું છે કે દરેક નુકસાનમાં લાભ હોય છે, છતાં પણ, બીજાઓનું નુકસાન જોવું અને તેમના અનુભવમાંથી લાભ ઉઠાવવો એ, વિચાર દૃષ્ટિએ ઘણું સારૂં છે. જો કોઈ માણુસ આ રસ્તેથી વિપરીત માર્ગે જશે, તો, તેને દરરોજ પ્રતિકુળ સંજોગો અનુભવવા પડશે. અને જ્યારે અનુભવમાં દઢતા અને મક્કમતા આવે છે, ત્યારે મૃત્યુ સમય પણ નિકટ આવે છે, અને જે કોઈ આ બોધનો પરિત્યાગ કરે છે, તે જીવનની દઢતાથી નિરાશ થાય છે અને નીચેનાં દુઃખદાયક કાર્યોમાં સંડોવાય છેઃ—

તક ગુમાવવી અને જરૂરીઆત વખતે આળસ કરવી. જે ચીજને સત્ય કે અસત્ય હોવાનો સંભવ હોવા છતાં તેને સત્ય માની લેવી. અને મૂર્ખાઇ ભરેલા શબ્દો ઉપર વિચાર કરવો અને કોઇની સલાહ વિના પોતાના મત પ્રમાણે જ તેનો સ્વિકાર કરવો, ચાડીઆઓના શબ્દો ઉપર ધ્યાન આપવું, અને સ્વાર્થી તોફાની માણુસોના શબ્દો માનીને નોકર ચાકર ઉપર જુલમ કરવો, અને પોતાનાથી નીચા દરજ્જાના માણુસોનાં શુભ કાર્યો અને યોગ્ય શબ્દોને રદ કરવા, અને

વિષય વાસનામાં ભટકવું, અને નિશ્ચયથી વિમુખ થવું અને શક અને વહેમને સાચા માનવા. જ્યારે ડાહ્યો માણસ દુનીઆના અકસ્માતોમાં ફસાય, ત્યારે તેણે સત્યનો આશ્રય લેવો જોઈએ, અને દુર્ગુણને મક્કમતાથી વળગી રહેવું જોઈએ નહિ, અને તેને ઈરાદાની મક્કમતા અને વચનની સુંદરતા ગણવી જોઈએ નહિ. કારણ કે જે માણસ ભોમીઆ વિના અજાણ્યા માર્ગે જાય છે, તે સત્ય-માર્ગેથી ભૂલો પડે છે. અને જેમ જેમ આગળ જાય છે, તેમ તેમ તે વધારે ગુંચવાય છે. દાખલા તરીકે, જો એક બહાદુર અને નિડર માણસની આંખમાં કાંટો પડે અને જો તેને બહાર કાઢવામાં તે બેદરકાર રહે, અને નજીવો ગણીને પોતાના હાથ વડે આંખ મસળે, તો તે બેશક આંધળો થાય.

ડાહ્યા મનુષ્યને શોભે છે કે તેણે ઈશ્વરી ફરમાનોને આધીન થવું અને દૂરંદેશી રૂપી ધનનો ત્યાગ ન કરવો. અને જે વર્તન પોતાને પસંદ ન હોય, તેવું વર્તન બીજાઓ પ્રત્યે ન ચલાવવું, કારણ કે દરેક કાર્યને પરિણામ હોય છે, અને જ્યારે યોગ્ય સમય આવી પહોંચે છે, ત્યારે તેનું ફળ બેશક ભોગવવાનું હોય છે. આ પુસ્તકનું રહસ્ય સમજવા વાંચકોએ ઉત્સાહ રાખવો, અને તેના અર્થમાંથી લાભ ઉઠાવવાની રીત ગ્રહણ કરવી કે જેથી બીજાં પુસ્તકો અને અનુભવોની કંઈ જરૂર પડે નહિ. જેથી તેની સ્થિતિ, અંધારામાં ઈંટો ફેંકનાર, અને મહેલની પછવાડેથી પત્થરો નાખનાર માણસ જેવી થાય નહિ. જ્યારે તે તેનું રહસ્ય બરાબર સમજ્યો હોય, ત્યારે તેણે પોતાના કાર્યોનો પાયો અને મનુષ્યો સાથે જીવન ગાળવાની રીત તથા કામના પરિણામનો આધાર તેના ઉપર રાખવો જોઇએ, જેથી હેતુની સુંદરતા, આશાના દર્પણમાં સ્પષ્ટ દેખાય, અને અમર હેતુથી ભાગ્યશાળી બને. (તેની મુરાદ હંમેશને માટે બર આવે.)

# પ્રકરણ બીજું

## —બરઝૂયા વૈદ્યના જીવન ચરિત્ર વિષે—

ઈરાનના વૈદ્યોનો નેતા, બરઝૂયા તબીબ એમ કહે છે કે, મારો પિતા એક સિપાહી હતો અને મારી માતા, એક ઝરથોસ્થી વિદ્વાન કુટુંબની હતી. પ્રભુએ મારા ઉપર પ્રથમ જે કૃપા કરી, તે મારા માતા પિતાનો મારા પ્રત્યેનો પ્રેમ હતો. મારા ઉપર તેમની એટલી બધી મહેરબાની હતી, કે મારા બીજા ભાઈઓ કરતાં મને તેઓ વધારે પ્રિય ગણતા. તેથી હું વિશેષ કેળવણી પામ્યો, અને વધારે આગળ પડતો નીવડયો. જ્યારે હું સાત વર્ષની ઉમ્મરે પહોંચ્યો, ત્યારે તેઓએ વૈદ્યક શાસ્ત્રના અભ્યાસ તરફ મારા મનનું વલણ કરાવ્યું ( મારૂં ધ્યાન ખેંચ્યું ). જેમ જેમ મેં તેનું ધીમે ધીમે થોડું જ્ઞાન સંપાદન કર્યું, તેમ તેમ, આ જ્ઞાનનું મહત્વ હું વિશેષ સમજતો થયો, અને ખરા અંતઃકરણથી હું તે શીખતો હતો. અને સંપૂર્ણ પ્રયાસ કરતો હતો, જેથી હું કીર્તિવાન થયો અને છેવટે દરદીઓના ઉપચાર કરવાની સ્થિતિએ પહોંચ્યો. ત્યારબાદ વૈદ્યક શાસ્ત્ર, કે જેને દરેક પુરૂષે અને ધર્મે વખાણ્યું છે, તેનું મારા આત્માને ભાન કરાવ્યું ( તેનું જ્ઞાન મેળવ્યું ), અને દુનીઆના લોકોની ફક્ત ચાર પ્રવૃત્તિ-ઓમાંની એકાદ પસંદ કરવાનું મારા આત્માને સૂચવ્યું. (૧) ધન સંગ્રહ. (૨) બાહ્ય મોજશોખમાં જીવન વ્યતિત કરવું. (૩) જન સમુદાયમાં સ્મરણ ચિહ્ન (યાદગારી) મૂકતા જવું, અને દુનીઆના મનુષ્યો પ્રત્યે ભલાઈ બતાવવી. ( ખૂબ જગજાહેર થવું ). (૪) દુનીઆથી ગુપ્ત રહીને સર્જનહારની ઈચ્છાને ખુશ કરવી, જેથી મારો વૈદકનો ધંધો, આ ચાર જાતના કાર્યોમાંથી એકની સિદ્ધિનું સાધન થઈ પડે. પરંતુ મેં પુરાતન સમયના વૈદ્યકશાસ્ત્રના પુસ્તકોમાં વાંચ્યું હતું કે

સારામાં સારો તેજ વૈદ્ય છે, કે જેના ઉપચારો ફક્ત પરમેશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે જ હોય છે. કારણ કે આવા ગુણને સર્વદા વળગી રહેવાથી પોતાની સંપૂર્ણતાને લીધે તમામ ઐહિક સુખને પ્રાપ્ત કરી શકાય છે. અને પ્રભુની પ્રસન્નતાનો ખજાનો તેનાજ હાથમાં આવે છે. જેમ ખેડુતનો ખેતી કરવાનો હેતુ દાણા પકવવાનો હોય છે, કે જે તેનો પોતાનો ખોરાક હોય છે, પરંતુ જે કંઇ ઘાસ, પરાળ કે જે ઢોર ઢાંખરનો ખોરાક છે, તે પણ તે ધંધાને અંગેજ તેમાંથી પ્રાપ્ત થાય છે.

ટુંકમાં મારા આત્માએ ચોથા પ્રકારની પ્રવૃત્તિ પસંદ કરી, એટલે સુધી કે જ્યાં જ્યાં મને કોઈ પણ દર્દી માલુમ પડે કે જેમાં સાજા થવાની જરા પણ મને આશા લાગતી હોય, તો હું ખુદાની ખાતર તેનો ઉપચાર કરતો હતો. આ ધંધામાં થોડોક સમય વીત્યો. અને જ્યારે મેં મારા સમોવડીઆઓને મારા કરતાં ઉચ્ચ દરજ્જાના અને ધનમાં મારાથી ચઢીઆતા જોયા, ત્યારે મારા મનનું વલણ તે તરફ ઢળ્યું, અને આ દુનીઆમાં ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરવાની મારા મનમાં ઇચ્છા થવા લાગી. હું દુનીઆની લાલચોમાં લપસી પડવાની તૈયારીમાં હતો, તેટલામાં મેં મારા આત્માને પૂછ્યું, “ હે જીવ, તું તારા પોતાના લાભ અને હાનિનો તફાવત સમજી શકતો નથી ? તું મૂર્ખાઈના ફંદામાં ફસાવવાનો હતો. જે વસ્તુને મુસીબતો અને કષ્ટો વિશેષ હોય છે, અને જેના લાભ તથા ફાયદા ઘણા ઓછા હોય છે, તે વસ્તુને સુજ્ઞ પુરૂષ પોતાના હૃદયમાં કેવી રીતે સ્થાન આપી શકે ? ”

સુજ્ઞ પુરૂષ પોતાના ભાઈઓ કે જે પોતાના ભાગ્ય બળે જ ઉચ્ચ દરજ્જે પહોંચ્યા હોય છે, તેમની ઈર્ષા કરીને પોતાની જાતને શામાટે વ્યર્થ દુઃખ અને સંકટમાં નાખે ? જો તું જીવનના અંત અને માટીમાં દફન થવાનો પુરતો વિચાર કરે, તો આ ક્ષણભંગુર દુનીઆનો

લોભ તારા મનમાં રહે નહિ. દુનીઆનો ત્યાગ, એ મહાન ભક્તિ છે, દુનીઆમાં રચ્યા પચ્યા રહેવું, તે ઉન્માદ અને બેદરકારી છે. જે માણસ હિંમત વિનાનો અને અક્કલહીન છે, તે માણસ તેમાં મગરૂરી માનીને, અને પ્રભુને પ્રસન્ન કરવાના માર્ગથી વિમુખ રહીને, અસત્ય વિચાર અનુસાર વર્તે છે. પ્રભુની પ્રસન્નતા મેળવવાના કાર્યમાં હિંમત રાખ, કારણ કે માર્ગ સંકટોથી ભરપૂર છે અને મિત્રો પ્રતિકુળ છે; અને કૂચ (મૃત્યુ)નો સમય પાસે છે. અને પ્રયાણના સમયની ખબર નથી. ચેત, કે પરલોકનું ભાથું મેળવવામાં જરા પણ વિલંબ કરીશ નહિ, કારણ કે માનવદેહ કાચા ઘડતરનું પાત્ર છે, કે જે ચાર વિરોધી તત્વોનું મિશ્રણ છે, અને મનુષ્યનું જીવન એ ચાર તત્વો ઉપર જ આધાર રાખે છે. જેવી રીતે એક સુવર્ણ મૂર્તિ હોય, અને જેના જુદા જુદા ભાગો એક ખીલી સાથે જોડવામાં આવ્યા હોય, અને જો તેમાંથી ખીલી કાઢી નાખવામાં આવે, તો તરતજ તે બધા અવયવો છુટા પડી જાય છે, તેજ પ્રમાણે જ્યારે જીવનના આધારભૂત તત્વો એક બીજાથી છુટા પડે છે, ત્યારે જીવનનો અંત આવે છે. મિત્રો અને ભાઈઓની સોબતનો ગર્વ કરીશ નહિ, અને તેમની સંગતનો લોભ પણ કરીશ નહિ, કારણ કે તેમની સંગતનું સુખ તેના દુઃખ કરતાં ઘણું અલ્પ છે, અને તેનું દર્દ બળતરા કરતાં પણ અધિક છે, અને પરિણામે વિયોગ અને વિરહનું દુઃખ અનુભવવું પડે છે. સંભવિત છે કે જે કોઈ માણસને પોતાના કુટુંબ કબીલાના સુખ અને ભરણ પોષણને માટે ધન સંગ્રહ–કરવો આવશ્યક લાગે, અને તેને માટે પોતાના પ્રિય જીવનનું બળિદાન આપવું ઉચિત લાગે, તો ખરેખર આ માણસ અગરના લાકડા સમાન છે કે જેને મનુષ્યો અગ્નિમાં મૂકે છે, જેથી તેની સુવાસ બીજાઓને મળે છે, અને લાકડું પોતે બળીને ભસ્મિભૂત થઇ જાય છે, અથવા તે એક મીણબત્તી સમાન છે કે જે પોતે બળે છે, અને સભાને પ્રકાશ આપે છે.

સત્ય રસ્તો એજ છે કે તારે દર્દીઓના ઉપચારમાં જ મશગુલ રહેવું, અને ધ્યાન રાખવું કે મનુષ્યો તબીબની કંઈ કદર કરતા નથી. પરંતુ આ વાત લક્ષમાં રાખજે કે જો ઇશ્વરી કૃપા હશે, અને દર્દી રોગ અને પીડાના પંજામાંથી ઉગરી જશે, તો તને ચિરસ્થાયી મોક્ષ મળશે. કારણ કે દર્દીઓ, ખાવાપીવાની તેમજ બૈરાં છોકરાંઓની સોબતથી ઘણા વખતથી વિમુખ થએલા હોય છે. અને જીર્ણ અને જીવલેણ રોગોથી સપડાએલા હોય છે. કંઈ પણ (પૈસા ટકા) દુન્યાદારીની આશા રાખ્યા વિના જો તેમનો ઉપચાર કરવામાં આવે તો, આવા સત્કર્મનું માપ કોણ કાઢી શકે ? જો હલકા વિચારનો મનુષ્ય (પૈસા ટકા) દુનીઆના લાભને માટે પ્રયત્ન કરે તો તેના પ્રયત્નો બરબાદ જાય છે. અને તે નીચે દર્શાવેલા માણસ સમાન છે. એક માણસની પાસે એક ઘર અગરના લાકડાથી ભરેલું હતું, તેણે વિચાર્યું, કે જો હું તેને જોખીને વેચું, અથવા તેની કીંમત કાળજીથી નક્કી કરવા બેસું, તો લાંબો સમય વીતી જાય. તેથી તેણે અડધી કીંમતે તે વેચી નાખ્યું.

જ્યારે મેં આ પ્રમાણે મારી હલકી વૃત્તિવાળા આત્માનો વિરોધ કર્યો, અને તેને ખૂબ શિખામણ દીધી, ત્યારે મારા પ્રમાણિકપણાને જોઈને હું સન્માર્ગે પાછો ફર્યો. અને બહુ ઉમંગથી દર્દીઓના ઉપચારમાં રોકાયો. આ કામમાં કેટલોક સમય મેં ગાળ્યો. તેના પ્રભાવથી મારા ભરણ પોષણનાં દ્વાર મારે માટે ઉઘડયાં, અને રાજાઓનાં માન, ભેટ અને ઈનામો મને પ્રાપ્ત થયાં. હિંદુસ્તાનની મુસાફરી કરતાં પહેલાં, મને અનેક પ્રકારનું ધન અને વિજય પ્રાપ્ત થયાં, તેથી હું મોભા અને ધનમાં મારા સમોવડીઆઓ કરતાં વધી ગયો. તે પળે વૈદ્યક શાસ્ત્રના જ્ઞાનની અસર અને પરિણામનો ઊંડો વિચાર મેં કર્યો અને મારા હૃદય પૃષ્ટ ઉપર, તેના લાભો લખ્યા. સાચું આરોગ્ય,

(આત્મશુદ્ધિ)ના ઉપચાર વિષે, અને એક રોગમાંથી સંપૂર્ણ એવી નિર્ભયતા (મુક્તિ) મેળવી શકાય કે ફરીથી તે રોગ ઉથલો ન ખાય, તેવા કોઇપણ ઉપચારનો વિચાર મને ઉદ્ભવ્યો નહિ. જ્યારે મનુષ્ય-ની ઘટનાજ આવા પ્રકારની છે; તો સુજ્ઞ પુરૂષ બાહ્ય ઉપચાર ઉપર કેવી રીતે ધ્યાન આપી શકે? અને તેને જ સાજા થવાનું કારણ ગણે? અને આત્માનો રોગ કે જે ખરેખર મૂળ રોગ છે તેની દવા ન શોધે? અતિ ઉત્તમ છે કે વૈદ્યકનો ધંધો ત્યજીને માનસિક (આત્માના) રોગના ઉપચાર શરૂ કરે, જેથી પ્રશંસનીય અને ઉત્તમ સદ્‌ગુણો પ્રાપ્ત કરી શકાય અને પાપરૂપી રોગમાંથી એવી રીતે મુક્ત થવાય, કે તે રોગ ફરીથી ઉથલો ન ખાય. આવા વિચારોથી મેં વૈદ્યકશાસ્ત્રની પ્રવૃત્તિનો ત્યાગ કર્યો, અને નૈતિકજ્ઞાન મેળવવામાં ગુથાયો. પ્રભુનો માર્ગ દીર્ઘ (લાંબો) અને અનંત મને દેખાયો. અને આદિથી તે અંત સુધી સાંકડો અને ભયંકર જણાયો. કોઈ પણ ભોમીઆને તે રસ્તો બતા-વવા નિર્માણ કરેલો ન હતો, તેમજ કાર્યનો અંત પણ સ્પષ્ટ જણાતો નહતો. વૈદ્યક શાસ્ત્રના ગ્રન્થમાં પણ આ વિષે કંઈ સુચના કરેલી હોય, તેમ મેં જોયું નહિ, કે જેની દોરવણીથી હું આશ્ચર્યના બંધન-માંથી મુક્ત થાઉં. ધર્મો અને પંથોમાં અનેક વિરોધો મને જણાયા. (૧) કેટલાક મનુષ્યો નિર્બળ ડાળીઓને (કેટલીક ધર્મની માન્યતાઓને) વારસા તરીકે ગણી તેને વળગી રહે છે. (૨) કેટલાક મનુષ્યો વડી-લોને ખુશ કરવા ખાતર અને જીવ બચાવવા માટે અસ્થિર થાંભલા ઉપર પોતાના ચરણ મૂકે છે. (૩) કેટલાક માણુસો દુનીઆની માલમતા, અને મનુષ્યોમાં ઉંચી પદવી મેળવવા માટે સડેલાં હાડકાં ઉપર આધાર રાખે છે; અને કેટલાક મૃત્યુ પામેલાઓને પોતાના નેતા તરીકે ગણે છે, અને તેને ધાર્મિકપણું માને છે.

તેમની વચ્ચે પણ ઘણા તફાવતો હોય છે, જેમકે (૧) પ્રભુને

ઓળખવામાં. (૨) સૃષ્ટિની ઉત્પત્તિમાં (૩) અનંતકાર્યના અંતમાં. દરેકનો આ બાબતમાં દૃઢ અભિપ્રાય હોય છે કે મારો પોતાનો જ પંથ ખરો છે, અને બીજાઓનો ખોટો છે. અને પોતાની શોભા વધારવામાં અને બીજાઓને ધિક્કારવામાં જ પોતાનો સમય તેઓ ગાળે છે, કેટલાક મનુષ્યો એવા અહંભાવનાવાળા હોય છે કે જેઓમાં ધાર્મિકપણાનું ચિન્હપણ હોતું નથી તેમજ ઇશ્વરભક્તિનું જરા પણ ભાન હોતું નથી. આવા સતત વિચારોમાં ઘણા લાંબા સમય સુધી હું ગુંચવાડા અને ચિંતાના અરણ્યમાં ભટકયો અને ટેકરીઓ અને ખીણોમાં દીર્ઘકાળ સુધી રખડયો. (ધર્મના ઝઘડામાં પડયો). મારા પોતાના પ્રયત્નોથી હું સત્યને પંથે જઈ શકયો નહિ. તેમજ મને કોઇ ભોમિઓ અગર ચિન્હ (નિશાન) પણ તે રસ્તે દોરવા માટે માલુમ પડયું નહિ. ન છુટકે દરેક ધર્મ અને પંથના વિદ્વાન અને મહાન પુરૂષોની મુલાકાત લેવાનો અને તેમને અથ ઇતિ સુધી તેમની માન્યતાઓ વિષે પૂછવાનો મેં નિશ્ચય કર્યો, જેથી મારી શોધનું શુભ પરિણામ આવે. (મારી શોધમાં સંપૂર્ણ સફળ થાઉં.) આ પ્રયત્નો મેં અમલમાં મૂકયા અને વાદવિવાદની શરતો અને હેતુને સફળ કરવા પ્રયાસો કર્યા. મેં દરેક પંથના માણસોને જોયા કે જે, પોતાની શોભા વધારવામાં, અને પોતાનો જ ધર્મ સત્ય અને ઉત્તમ છે, એમ સિદ્ધ કરવાના જ શબ્દો બોલતા હતા, અને અન્ય પંથોને તોડી પાડવાના તેમજ પોતાના મતનું મંડન અને અન્યપંથનું ખંડન કરવા, પ્રયત્નો કરતા હતા. કોઇ પણ રીતે દિલના દર્દનું ઔષધ મને જડયું નહિ, અને મારા હૃદયના ઘાનો મલમ મને પ્રાપ્ત થયો નહિ. મને સ્પષ્ટ જણાયું કે તેઓના કાર્યનો પાયો, અહંભાવ અને આત્મપૂજા ઉપર રચાયેલો હતો. મને કોઈ વસ્તુ ન જડી કે જેનો સુજ્ઞ પુરૂષો સ્વિકાર કરે.

આટલા બધા પ્રયત્નો કર્યા પછી અને વિચારોના પરસ્પર વિરોધ જાણ્યા છતાં, અને સમયની પ્રતિકુળતા અનુભવ્યા છતાં, જો હું તેમાંના એકાદ પંથને ગ્રહણ કરૂં, અને જો હું અજાણ્યા સ્વાર્થી મનુષ્યોના કથનને માન્ય રાખું, તો હું તેવા ચોર જેવો છું કે જે—

—વાર્તા—

એક રાત્રે એક ચોર પોતાના મિત્રો સાથે એક ધનવાન માણસની અગાસીમાં ચોરી કરવા ગયો. ઘરનો માલિક તેમની હિલચાલથી જાગૃત થયો, અને જાણ્યું કે અગારસીમાં ચોર આવ્યા છે તેથી તેની સ્ત્રીને જાગૃત કરી અને સઘળી પરિસ્થિતિ જણાવી. તે વખતે તેની સ્ત્રીને તેણે કહ્યું, " હું ઉંઘી જાઉં છું, અને ચોર સાંભળે તેવા મોટા અવાજથી તું મારી સાથે વાત કરજે, અને આ બધું ધન મેં કયાંથી મેળવ્યું છે, તે વિષે તું મને દબાણ કરીને પૂછજે " તેની સ્ત્રીએ તેની શિખવણી મુજબ તેને પૂછવાનું શરૂ કર્યું. તે માણસે જવાબ આપ્યો, " તું આવા પ્રશ્નો પૂછવાનું છોડી દે, કારણ કે જો હું તને ખરી વાત કહું, તો રખેને કોઈ સાંભળી જાય, અને માણસો નાખુશ થાય, અને મને હેરાન કરે." તે સ્ત્રીએ દબાણ કરતાં, અને રોતાં કકળતાં પૂછવાનું જારી રાખ્યું. તે માણસે કહ્યું. " મને તારામાં પૂર્ણ વિશ્વાસ છે, તેથી હું તને આ ખાનગી વાત કહું છું. પણ ખબરદાર, કે આ વાત તું કોઈને કહીશ નહિ." આ સર્વ ચેતવણી આપ્યા પછી તેણે કહ્યું. " આ બધું ધન મેં ચોરીથી ભેગું કર્યું છે, કારણ કે હું આ ખીણ (ચાતુરી)માં ઘણો પ્રવીણ હતો, અને હું જાદુ મંત્ર જાણતો હતો. અજવાળી રાત્રે ધનવાન પુરૂષોના ઘરની દીવાલ પાછળ હું ઉભો રહેતો, અને સાતવાર, " શોલમ શોલમ " બોલતો. અજવાળીઆમાં મારા હાથ લંબાવતો, જેના પ્રભાવથી હું અગાસી ઉપર હાલ્યાચાલ્યા વિના આવી જતો અને બારીમાં ખડો થઈ જતો.

ફરીથી, હું "શોલમ શોલમ" સાતવાર બોલતો, અને બારીમાંથી સહેલાઈથી નીચે આવી જતો, અને પડછાયામાં ઉભો રહેતો. વળી ફરીથી સાત વાર 'શોલમ શોલમ' બોલતો, તેથી ઘરનું સર્વે ધન મારી સમક્ષ આવીને ખડું થતું. મરજીમાં આવે તેટલું ધન હું લેતો. ફરીથી સાત વાર "શોલમ શોલમ" બોલતો, અને બારીમાંથી બહાર નીકળી જતો. આ જાદુ મંત્રના પ્રભાવથી કોઈ મને જોઇ શકતું નહિ. અને કોઇ મારા ઉપર વહેમ પણ લાવતું નહિ. અત્યારસુધી જેટલું ધન તું જુએ છે તેટલું બધું મેં ચોરીથી ભેગુ કર્યું છે. ખબરદાર, આ છુપી વાત તું કોઇને કહીશ નહિ, અને આ જાદુમંત્ર કોઈને જણાવીશ નહિ, નહિતો તેમાંથી સંકટો ઉત્પન્ન થશે."

ચોર લોકોએ આ બિના સાંભળી, અને મંત્ર જાણીને ઘણા ખુશી થયા. થોડોક સમય તેઓએ રાહ જોઈ. અને વિચાર કર્યો કે હવે ઘર ધણી નિદ્રાધીન થયો હશે. પછી તેમાંનો મોટો ચોર બારીમાં ઉભો રહ્યો અને "શોલમ શોલમ" બોલ્યો. જેવો તેણે બારીમાંથી પગ લંબાવ્યો કે તરતજ તે જમીન ઉપર ઉંધે મસ્તકે પડયોઃ તેજ ક્ષણે ઘરનો માલિક ઉઠયો અને લાકડી લઇને તેના ખભા ખોખરા કરવા લાગ્યો. (માર મારવા લાગ્યો.) અને બોલ્યો કે, મેં મારા જીવન દરમિયાન લોકોને દુઃખ દઇને આ સર્વધન મેળવ્યું છે. તેને, તું, હે પાષાણ હૃદયના માણસ, પોટલું બાંધીને લઈ જવા માગે છે? બોલ, તું કોણ છે? ચોરે જણાવ્યું, "હું તે નાદાન માણસ છું, કે જે તારી વાતચીતથી ધુળ ઉપર બેઠો. (છેતરાયો), અને તારી ગરમાગરમ વાતે મને ઠંડા પવન ઉપર બેસાડયો (છેતર્યો) અને તેથી મે આશાના મસલ્લા (પ્રાર્થનાની સાદડી) ને પાણી ઉપર પાથરવાનો (અસંભવિત કાર્ય કરવાનો) વિચાર કર્યો, હાનીની આગમાં હું બળ્યો અને મેં ભાગ્યનો સખ્ત તમાચો ચાખ્યો. મારા ઉપર એક મુઠ્ઠી ધુળ નાખ, કે જેથી મારે મૃત્યુ સમયનું દુઃખ ભોગવવું પડે નહિ."

ટુંકમાં મેં વિચાર્યું, કે જો હું માત્ર સામાન્ય જનતાને છેતરે, એવા, સાબિતી અને દલીલ વિનાના શબ્દો ઉપર ધ્યાન આપીને પૂર્વજોના એકાદ પંથને સ્વિકારૂં, તો મારી સ્થિતિ, પેલા જાદુના ભ્રમમાં પડેલા ચોર જેવી થાય જીવનનો મુખ્ય ભાગતો આ પ્રયાસોમાં વ્યતિત થયો, અને જ્યારે હું ઉપર દર્શાવ્યા મુજબ દુનીઆના લોકોની પરિસ્થિતિથી વાકેફ થયો, ત્યારે, મેં મારા આત્માને કહ્યું, "જો હું ફરીથી તેની શોધખોળ કરવા પ્રયત્ન કરૂં, તો જીવનકાળ પુરતો નથી, કારણકે મૃત્યુ સમય નજીક છે, અને જો હું આશ્ચર્યમાં મારો સમય વ્યતિત કરૂં, તો હું તક ગુમાવું અને કંઈપણ તૈયારી વિના, મારે પરલોકની મુસાફરી કરવી પડે. સત્યની શોધ માટે મારી સાચી નેમ હતી, તેથી મારા દુઃખી હૃદયનાં દ્વાર ખૂલ્યાં અને મારા દિલમાં આ સત્ય વસ્તુ મને જણાઈ, કે "જે કાર્યોને સર્વ ધર્મોમાં પસંદગી મળેલી છે, તેવાં કેટલાંક કાર્યો હું ઉપાડી લઉ અને જે કંઈ ડહાપણ અને જ્ઞાનની દૃષ્ટિએ માન્ય થએલ છે, તેને જ હું સ્વિકારૂં." ઈશ્વરી સહાયથી હું કેટલીક ચિંતાઓમાંથી મુક્ત થયો. અને તે કાર્યોમાં પ્રયાસ કરવા માંડયો. અને પ્રાણીઓની કનડગત, મનુષ્ય વધ, અભિમાન, ક્રોધ, અપ્રમાણિકતા, અને ચોરીમાંથી હું વિમુખ થયો. મેં ક્રોધનો સર્વદા ત્યાગ કર્યો, અને અહંભાવને તિલાંજલી આપી, અને ખોટા ભપકા અને આડંબરનો ત્યાગ કર્યો, વિષયવાસના છોડી દીધી, અને સ્ત્રીઓ પ્રત્યેની લાલસા અને હવસ ત્યજી દીધાં. મેં અસત્ય, ચાડી ચુગલી, ગાલીપ્રદાન, નિંદા, તહોમતના (આળના) શબ્દો, કે જેને વાપરવાની ડહાપણ છૂટ આપતું નથી, તેવા શબ્દો ઉચ્ચારવાનું મારી જીભે બંધ કર્યું. મનુષ્યોને ઇજા કરવામાંથી અને સંસારના મોહમાંથી તેમજ બીજાં અયોગ્ય કાર્યમાંથી મુક્ત થવાનું મને વ્યાજબી લાગ્યું, અને બીજાઓને દુઃખ દેવાની ઇચ્છાને મારા હૃદયમાંથી તિલાંજલી આપી.

કયામત (હશ્ર), પુન્યનું ફળ, પાપની શિક્ષા, જેના વિષે સામાન્ય જનતાને બીવડાવવા માટે પૂર્વજોએ વિવેચન કર્યા છે, તે વિષે હું તદ્દન અજ્ઞાત હતો, તેથી હું તેમની નિંદા વિષે કંઈ પણ બોલ્યો નહિ. હું દુષ્ટ પુરૂષોની સંગતથી દૂર રહ્યો અને સુજ્ઞજનોની સોબત કરી. પ્રમાણિકપણા સાથે મેં મિત્રતા બાંધી, કારણકે પ્રમાણિકપણું અને પવિત્રતા કરતાં વધારે સારો કોઈ મિત્ર નથી. જ્યારે મનોકામના ઈશ્વરી સહાય સાથે મૈત્રી બાંધે છે, ત્યારેજ આ સર્વ કાર્યો સરળ થઈ પડે છે, અને તેના ભાગ્ય અનુસાર તેનો સમય સાનુકૂળ થાય છે. ઈશ્વરી સત્યનું તેજ, તેના હૃદયમાં પ્રકાશવા માંડે છે. તેથી દુનીઆના લોકોનો ભય તેના હૃદયમાંથી નાશ પામે છે, જેથી તેનાં સર્વ કાર્યો ઈશ્વરી પ્રસન્નતા મેળવવા માટે હોય છે. જે કોઈ ભાગ્યહીન માણસ આ વસ્તુની કદર સમજતો નથી, તે બાહ્યેંદ્રિયોના સુખથી ઠગાય છે, અને ઉપર જણાવેલાં સત્કર્મોને કડવાં માનીને, વિષયવાસના રૂપી ઝેર ભેળવેલાં શરબતોમાં લપટાય છે અને હંમેશને માટે મૃત્યુ પામે છે. શારીરિક બાહ્ય સુખોની ઈચ્છામાં પોતાનું ધન અને જીવન હારી બેસે છે. તેની સ્થિતિ એક એવા વેપારી જેવી થાય છે કે જેની પાસે ઘણાં મોતી હતાં. ( વાર્તા ) તેણે તે મોતી સારવા માટે એક કારીગરને સો દીનાર આપવાના કરી ને રોકયો. જ્યારે તે કારીગર વેપારીને ઘેર આવ્યો, ત્યારે તેને ત્યાં એક સારંગી પડેલી હતી, તેના તરફ તે જોવા લાગ્યો. વેપારીએ પૂછ્યું, "તને સારંગી વગાડતાં આવડે છે ?" તેણે જવાબ આપ્યો, "હા". વેપારીએ કહ્યું, "વગાડ જોઈએ". તે કારીગરે સારંગી ઉપાડી અને વગાડવા માંડી. વેપારી ઘણો તાનમાં આવ્યો, અને સંગીતના રસમાં એટલો બધો તલ્લીન થઈ ગયો કે મોતીનો દાબડો ખુલ્લો અને જવાહિર વિખરાએલું રહેવા દીધું. જ્યારે દિવસ પૂરો થયો ત્યારે કારીગરે, મહેનતાણું માગ્યું.

ગમે તેટલું વ્હેપારીએ કહ્યું, "કે (હે ભાઈ) મોતી તો એમને એમ છે, અને અધુરા કામના પૈસા આપી શકાય નહિ," તો પણ તેનું કંઈ વળ્યું નહિ. કારીગર મોટેથી બોલ્યો, કે "હું તો તમારો નોકર થયો છું, અને આખા દિવસ સુધી મેં તમારા કહેવા પ્રમાણે જ કામ કર્યું છે." આખરે ન છુટકે વ્હેપારીને પૈસા આપવા પડ્યા અને તે દિંગમૂઢ થઈ ગયો, કારણ કે તેનો સમય બરબાદ ગયો, એટલુંજ નહિ, પણ ધન પાયમાલ થયું અને મોતી તો છુટાછવાયાં પડેલાં જ રહ્યાં, અને મનની ચિંતા તો પહેલાંની પેઠે કાયમ રહી.

જ્યારે સદ્‌ગુણોએ મારા હૃદયમાં ઘર કર્યું અને આંતરિક મલીનતાઓમાંથી મારા આત્માને શુદ્ધ કર્યો, ત્યારે મને ઇચ્છા થઈ કે હું મારા બાહ્ય દેહને પણ ડહાપણથી સુશોભિત કરૂં, જેથી આંતરિક, તેમજ બાહ્ય દેહ બંને સુશોભિત થાય, કારણ કે બાહ્ય સદાચરણ અને આંતરિક પવિત્રતાનું સંગઠન, દુષ્ટતાને ટાળવા માટે એક મજબુત કિલ્લા સમાન છે, અને સદ્‌ગુણની પ્રાપ્તિ માટે મોટી જાળ સમાન છે. જો માર્ગમાં કંઈ કંટક આવે, અથવા કંઈ આફત આવી પડે, તો તેમાંથી નિર્ભય રહી શકાય છે. સદાચરણરૂપી વૃક્ષનું એક ફળ આ છે, "વિનાશના શોક, અને દુનીઆની પડતીમાંથી મુક્ત થઈ જીવન ગાળી શકાય છે." જ્યારે પવિત્ર પુરૂષ આ ક્ષણભંગુર દુનીઆ અને અસ્થિર ધનનો વિચાર કરે છે, ત્યારે બેશક, તે બાહ્ય ઇંદ્રિયોના સુખોમાં ફસાતો નથી, અને શારીરિક સુખની ઇચ્છાનો ત્યાગ કરે છે. જેથી તેને આત્મશુદ્ધિ પ્રાપ્ત થાય છે. તે ઈર્ષાનો ત્યાગ કરે છે તેથી લોકો તેને ચાહે છે. અને પ્રભૂની ઇચ્છાને આધીન રહે છે. તેથી દુ:ખ તેની સમીપ આવતું નથી. ઉદારતાને તે પોતાનો મિત્ર બનાવે છે, જેથી દુનીઆ છોડતી વખતે તેને કંઇ શોક થતો નથી. જમાનાનાં અકસ્માતોમાંથી બચે છે અને પોતાનાં કાર્યો બુદ્ધિ અનુસાર કરે છે.

તેથી તે ઠપકા રહિત થાય છે. તે મૃત્યુ ( છેલ્લો શ્વાસ ) સંભારે છે તેથી સંતોષને પોતાનો ધંધો ગણે છે. ( સંતોષી થાય છે ), અને નમ્રતાથી જીવન ગાળે છે. તે દરેક ઇરાદામાં કાર્યનું પરિણામ પોતાની દૃષ્ટિ સમક્ષ રાખે છે, તેથી તેને ઠોકર વાગતી નથી. તે બીજાઓને બીવડાવતો નથી, તેથી નિર્ભયપણે જીવે છે. જેમ જેમ મેં પવિત્રતા ઉપર ઉંડો વિચાર કર્યો તેમ તેમ તે મેળવવા માટે મારૂં વલણ વધારે દૃઢ થતું ગયું. પરંતુ મને બીક રહેતી, કે વિષયવાસનાને ત્યજી દેવી અને સંપત્તિને ઠોકર મારવી, એ ઘણુંજ કઠિન કાર્ય છે. તે કાર્ય શરૂ કરવામાં પણ ઘણું જોખમ સમાએલું હતું. કારણ કે જો માર્ગમાં પડદો (અડચણ) આવી પડે, તો સરળતાથી કામ પણ કરી ન શકાય અને સત્યને પંથે પણ જઈ ન શકાય, અને બાહ્ય તેમજ આંતરિક કાર્યોમાં કુતરાની જેમ હાની આવી પડે. એક કુતરાને નદીકિનારેથી એક હાડકું જડયું. તેણે તે મુખમાં લીધું, અને જ્યારે તેણે તેનું પ્રતિબિંબ પાણીમાં જોયું, ત્યારે તેણે વિચાર્યું કે આ બીજું હાડકું છે. લોભ વૃત્તિથી તેણે તેનું મ્હોં ઉઘાડયું, કે જેથી તે બીજા હાડકાને પણ પાણીમાંથી લઈ લે. તેમ કરવામાં તેના મ્હોંમાં જે હતું તેને પણ તે ગુમાવી બેઠો. ટુંકમાં આવા ભયંકર વિચારો મારા ઉપર હુમલો કરવાની તૈયારીમાં હતા, કે જેથી તેઓ એક લાતના પ્રહારથી મારા આત્માને ગુંચવણના વમળમાં એવી રીતે નાખી દે કે આ લોક તેમજ પરલોકને મારા હાથમાંથી હું ગુમાવી બેસું, પુનઃ પ્રભુની કૃપાથી જગતના કાર્યોના પરિણામ વિષે મેં વિચાર કર્યો અને તેની હાડમારીઓને મારી દ્રષ્ટિ સમક્ષ રજુ કરી.

આખરે મને સ્પષ્ટ જણાયું કે આ દુનીઆની સંપત્તિઓ વિજળીના પ્રકાશ અને વાદળની છાયા સમાન અસ્થિર છે, અને આ ઉપરાંત તે એક ખારા પાણી સમાન છે, કે જેમ જેમ તેને વધારે

પીવામાં આવે, તેમ તેમ તૃષા વધતી જાય છે, અને તે ઝેર ભેળવેલા મધ સમાન છે, કે જેનો સ્વાદ મ્હોંમાં મીઠો લાગે છે, પરંતુ પરિણામે તે વિનાશકારક થઈ પડે છે, અને તે એક સુંદર સ્વપ્ન સમાન છે, કે જે અનુભવતી વખતે મનને રંજન કરે છે, પરંતુ જાગૃત થયા પછી અફસોસ સિવાય બીજું કંઈ મળતું નથી. મનુષ્ય જાત તેને ( સંપત્તિને ) મેળવવામાં એક રેશમના કીડા સમાન છે, કે જેમ જેમ તે કીડો વધારે (કોશેટો) વણતો જાય છે, તેમ તેમ તેનું બંધન વધારે મજબુત થતું જાય છે, ( તે વધારે લપટાતો જાય છે ), અને તેમાંથી મુક્તિ મેળવવાનું કાર્ય વધુ કઠિન થઈ પડે છે. મેં પોતાની જાતને કહ્યું, “ હે આત્મા ! આવું ( શિયાળ જેવું ) છળકપટ કયાં સુધી નભશે ? એક કાઝી કે જે એકજ કજીઆમાં બંન્ને વિરોધી પક્ષને તેઓની ઇચ્છાનુસાર ન્યાય આપી સંતોષે, એવા દગલબાજ કાઝી જેવી તારી બુદ્ધિને તું બનાવે, તે શું વ્યાજબી છે ? આવા દોરંગી અને ગોળગોળપણાને તું ત્યજી દે. તું આ લોક (દુનીઆ) માંથી પરલોકમાં, અને પરલોકમાંથી આ લોકમાં કયાં સુધી આવ જા કરીશ ?

—કડી—

જો તારામાં સુજ્ઞ પુરૂષોની આદત હોય, તો એક જ મિત્ર પસંદ કર, કારણ કે તારે એકજ દિલ છે.

આખરે મેં પ્રભુભક્તિ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો, કારણ કે ભક્તિનું કષ્ટ પરલોકની મુક્તિની સરખામણીમાં કંઈ વિસાતમાં નથી, અને આટલી બધી મહેનત ઉઠાવવા છતાં પણ જો દુનીઆની મોજ-શોખમાં કંઈ સુખ નથી, તો પરલોકની મુક્તિ કે જેમાં આટલાં બધાં ચિરસ્થાયી અને અચળ આધ્યાત્મિક આકર્ષણો છે, તેની શોધમાં જ જીવન વ્યતિત કરવું, અતિ ઉત્તમ છે. બેશક, થોડીક કડવાશ કે જેમાં પરિણામે મિઠાશ વધારે હોય છે તે, થોડીક મિઠાશ કે જેમાં આખરે

કડવાશ પુષ્કળ હોય છે, તેના કરતાં વધારે ઉત્તમ છે. જો કોઈ માણસને એમ કહેવામાં આવે, કે તારેસો વર્ષસુધી નિરંતર એવી રીતે દુઃખ ભોગવવું પડશે, કે દરરોજ દસ વખત તારાં અવયવોને છૂટાં કરવામાં આવશે, અને ફરીથી તેને પહેલાંની માફક સાંધવામાં આવશે, જેથી તને શાશ્વત ( અનંત ) મુક્તિ મળશે, તો તે માણસે આ દુઃખ ભોગવવાનું સ્વીકારવું જોઈએ, અને પરલોકના ચિરસ્થાયી સુખો મેળવવાની આશામાં તેનો આ સો વર્ષનો સમય તેને એક કલાક કરતાં પણ ઓછો લાગશે, અને જો એમ કહેવામાં આવે, કે તારે થોડા દિવસ સુધી ભક્તિ અને પવિત્રતા (ધર્મ)નાં કષ્ટો સહન કરવાં પડશે, તો સુજ્ઞ પુરૂષ તેને કેમ ત્યજી દે; ? અને તેને મહાન જોખમ અને કઠિન કાર્ય કેમ ગણે ? જાણવું અગત્યનું છે કે આ વિશ્વ સર્વ બાજુએથી દુઃખ અને કષ્ટથી ઘેરાએલું છે, અને જ્યારથી માતાના ગર્ભમાં મનુષ્ય આકૃતિ ધારણ કરે છે, ત્યારથી જીવનના અંતસુધી એક ક્ષણવાર પણ મનુષ્ય આફતમાંથી મુક્ત રહેતો નથી. વૈદક શાસ્ત્રમાં એવું કહેવામાં આવ્યું છે કે, જ્યારે પુરૂષનું વીર્ય, કે જે ઉત્પત્તિનું કારણ છે, તે ગર્ભાશયમાં સ્ત્રીના રજ સાથે મળે છે, અને જ્યારે તે ઘટ થાય છે, ત્યારે એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થાય છે, અને તેને ગતિમાં લાવે છે; છેવટ તે માસ્ત (છાશ) જેવું થાય છે, અને પછીથી જુદા જુદા અવયવોમાં વિભક્ત થાય છે, અને પુત્રનું મુખ માતાની પીઠ તરફ હોય છે, અને પુત્રીનું મુખ પેટ તરફ હોય છે, હાથ કપાળ ઉપર હોય છે, અને હડપચી ઘુંટણ ઉપર હોય છે, અને સર્વ બાજુઓ એટલી બધી સંકુચિત હોય છે, કે જાણે એક કોથળીમાં ભરેલી ન હોય? અને બચ્ચું ઘણીજ મુશીબતથી શ્વાસ લે છે, બાળક ઉપર માતાના પેટનું વજન અને ગરમી હોય છે, અને તેની નીચે ભિન્ન ભિન્ન પ્રકારના ઉપર જણાવ્યા મુજબ અંધકાર અને તંગાશ (સંકોચપણું) હોય છે. જ્યારે મુકરર વખત પૂર્ણ

થાય છે, અને પ્રસુતિ સમય આવે છે, ત્યારે ગર્ભાશય ઉપર એક પ્રકારનો વાયુ વાય છે, જેથી બાળકમાં હલનચલનની શક્તિ ઉદ્દભવે છે, અને તેથી બાળક સંકુચિત જગામાંથી પોતાનું મસ્તક ઉંચું કરે છે, અને બહાર આવતી વખતે તેને એટલું બધું કષ્ટ પડે છે, કે જેની લેશમાત્ર પણ કલ્પના થઈ શકે નહિ, તેમજ તેનો ખ્યાલ પણ આવી શકે નહિ. જ્યારે તે બાળક બહાર નીકળે છે, ત્યારે જો તેના ઉપર સુકોમળ હાથ મૂકવામાં આવે, અથવા જો તેને ઠંડો પવન લાગે, તો, જેમ મોટા માણસની ચામડી ઉતારીએ, અને તેને જેટલી વેદના થાય, તેટલીજ વેદના તે બાળક અનુભવે છે, ત્યારબાદ બાળક જુદાં જુદાં દુઃખોમાં સંડોવાય છે, જેવાં કે, ભૂખ, તરસ વખતે તે અન્નજળ માગી શકતું નથી, અને જો તેને કંઈ વેદના થાય, તો પણ તે બોલી શકતું નથી. પારણાને મૂકતાં, ઉપાડતાં, બાંધતાં છોડતાં દરેક સમયે લાગતા આંચકાનો તો અંતજ હોતો નથી, અને જ્યારે બાળક ધાવણ છોડી દે છે, (ધાવણનો સમય પૂરો થાય છે) ત્યારે તે વિદ્યા સંપાદન કરવામાં, હુન્નરકળા શીખવામાં' દવા પીવામાં, પથ્ય (ચરી) પાળવામાં, અને રોગોના ઉપદ્રવની મુશ્કેલીઓમાં પડે છે. જ્યારે તે પુખ્ત ઉમ્મરે પહોંચે છે, ત્યારે તેને સ્ત્રી પુત્રાદિ (કુટુંબકબીલા)નો વિચાર આવે છે, અને આજીવિકાની ચિંતા, તેમજ ધન અને પુત્રોની દુગ્ધા (ચિંતા)માં સંડોવાય છે, તદુપરાંત, ચાર વિરોધી પ્રકૃત્તિઓ કે જે એક બીજાના શત્રુઓ હોય છે, તેઓ તેની સાથે જ હોય છે, અને તેની સાથે સંકળાએલા જ હોય છે, (સૂએ છે). અને અણધાર્યાં સંકટો, અને આફતો, જેવીકે, સાપ, વીંછી, ઉનાળો, શિયાળો, વાવાઝોડું, વરસાદ, ફંદાઓ, જંગલી પ્રાણીઓ, મારામારી, દહન, પૂર, અને વિજળીનું પડવું, આ સર્વે તેના ઉપર તૂટી પડવા માટે સંતાએલાં હોય છે. (તેના માથા ઉપર ઝઝુમી રહેલાં છે.)

જો વૃદ્ધાવસ્થા સુધી પહોંચાય, તો વૃદ્ધાવસ્થાની પીડાઓ અને શારીરિક અશક્તિ પણ તૈયાર જ હોય છે. આ બધી પીડાઓ ઉપરાંત દુશ્મનોના દુષ્ટ ઇરાદાઓ, અને શત્રુઓના ભૂરા વિચારો પણ તેની સાથે જ હોય છે. મેં મન સાથે કહ્યું, "જો તું પોતાની જાતેજ વિચાર કરશે, તો આ બધાં દુઃખો કંઇ વિસાતમાં નથી. અને તારૂં જીવન સહીસલામતથી ગાળીશ."

જે મુકરર પળે મૃત્યુ આવી પહોંચશે, અને ધનપુત્રાદિ સર્વ વસ્તુઓનો એક પછી એક ત્યાગ કરવો પડશે, અને વિરહ (જુદાઇ)નું કડવું શરબત પીવું પડશે, તે સમયને તું ખુબ યાદ કર. હાલતો શરૂઆત જ છે, તેથી આ દુનીઆની મોહમાયાને તારા દિલમાંથી ત્યજી દે, કોઈ સુજ્ઞ પુરૂષ આ દુનીઆની સંપત્તિ મેળવવા જીવન વ્યર્થ ગાળવાનું ઉચિત ધારતો નથી. કારણ કે અમર જીવનને આ ફાની દુનીઆ માટે અપનાવવું, અને પવિત્ર આત્માની આ મલિન દેહ માટે આહુતિ આપવી, તે ખરેખર મહાન ગેરલાભ છે.

ખાસ કરીને આવા સમયમાં, નેકી (ભલાઇ) ઘટી ગઇ છે, અને સત્કર્મ કરવાની વૃત્તિ માણસમાંથી લય પામી છે જો કે સ્વભાવનું ઉમદાપણું, બુદ્ધિની ઉત્તમતા, અભિપ્રાયની દ્રઢતા, હિંમતની મહત્વાકાંક્ષા, ન્યાયની સંપૂર્ણતા, ઉદારતા, સહનશક્તિ, સખાવત, દાનવીરતા, પંડિતો પ્રત્યે પ્રેમ, તત્વજ્ઞાનીઓની પસંદગી, બંડખોરોને દંડ, સેવકોનું પાલન પોષણ, જુલ્મીઓનો સદંતર નાશ, દુઃખીઓને ન્યાય આપવાના, વિગેરે ગુણો ન્યાયી પાદશાહ નૌશીરવાનમાં માલુમ પડે છે, છતાં પણ મને જણાય છે કે આ સમયનાં સર્વ કાર્યો પડતી દશામાં છે, અને એવું માલુમ પડે છે કે જાણે નેકી (ભલાઇ) એ મનુષ્યને અંતિમ નમસ્કાર કર્યા છે, અને કોઈ સ્તુત્ય કાર્યો, અને પ્રશંસનીય સદ્‌ગુણોનું નામનિશાન પણ રહ્યું નથી, તેમજ સત્યનો

પંથ બંધ થયો છે, અને ગુંચવણુનો અવળો માર્ગ ઉઘડયો છે. ન્યાય અદશ્ય થયો છે, અને જુલ્મ જાહેર થયો છે, કાર્યોમાંથી ડહાપણુ દૂર થયું છે, અને વહેવારમાં અજ્ઞાનતા જણાય છે, કલંક અને નમાલાપણું પુરજોસમાં જણાય છે. ઉદારતા અને મોટું મન અદ્રશ્ય થયાં છે, મિત્રતા નિર્બળ, અને શત્રુતા બળવાન બની છે. સજ્જનો દુઃખી અને તિરસ્કાર પાત્ર થયા છે, અને દુર્જનો સ્વતંત્ર (સુખી) અને માનવંતા થઇ પડયા છે. છળકપટ જાગૃત થયું છે, અને વફાદારી અને નિખાલસપણું નિદ્રાવશ થયાં છે. જુઠાણું અસરકારક, અને સત્ય બિનઅસરકારક થયું છે. સત્ય કલંકિત થયું છે, અને અસત્ય વિજયી નિવડયું છે, વિષયવાસના પોષવાનો માર્ગ પ્રિય બન્યો છે, અને બુદ્ધિના કાનુનોને તોડવાનો અભિપ્રાય પ્રચલિત થયો છે. દુઃખી મનુષ્યો તિરસ્કારને પાત્ર બન્યા છે, અને જુલ્મીઓ માનવંતા થયા છે, આખું જગત આવાં કાર્યોમાં જ સુખ માને છે, અને જમાનો સ્મિત અને હાસ્યવદનીય દેખાય છે, જ્યારે મેં દુનીઆના ખૂણે ખૂણાનો વિચાર કર્યો અને મેં જાણ્યું કે માણસ કે જે સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ અને હયાતી ધરાવતી સર્વ વસ્તુઓમાં ઉત્તમ છે, તે પોતાના જીવનના દિવસોની યોગ્ય કદર જાણતો નથી, અને પોતાના આત્માની મુક્તિ માટે પ્રયાસો કરતો નથી, ત્યારે હું આવા અનંત વિચારોથી નવાઈ પામ્યો.

જ્યારે મેં પુખ્ત વિચાર કર્યો, ત્યારે મને માલુમ પડયું કે, આ અનંત સુખને અટકાવનાર ખરી વસ્તુ, અલ્પ સુખ અને તુચ્છ ધન છે, કે જેમાં માણુસો ફસાઈ ગએલા છે, અને આ સર્વ પાંચ પ્રાહ્યેન્દ્રિઓનું સુખ છેઃ—જેવી કે, ખાવું (રસ), સુંઘવું (ગંધ), જોવું (રૂપ) સાંભળવું (શબ્દ), અને સ્પર્શ કરવો. (સ્પર્શ).

આ બધાં સુખો જોઈએ તેટલાં ઇચ્છાનુસારકદી પ્રાપ્ત થતાં

નથી, અને તેઓ વિનાશમાંથી મુક્ત હોતાં નથી, (નાશવંત છે), અને જો તે પ્રાપ્ત થાય, તો બાહ્ય તેમજ આંતરિક નુકશાન થાય છે. જે મનુષ્ય તેની (સુખની) આકાંક્ષા રાખે છે, અને સત્યનાં અગત્ય કાર્યોને ત્યજી દે છે, તે નીચે દર્શાવેલા એક મનુષ્ય સમાન છેઃ—

એક માણસ એક ઉન્મત્ત સિંહને જોઇને નાસી ગયો, અને ન છૂટકે પોતે એક કુવામાં લટક્યો, અને કુવા કાંઠે ઊગેલા ઝાડની ડાળીઓને પકડી રાખી, એક જગા ઉપર પોતાના પગ ટેકવ્યા. આ દરમિયાન તેણે જોયું કે તેના બંન્ને પગ ચાર સાપ કે જેમણે પોતાનાં માથાં દરમાંથી બહાર કાઢયાં હતાં, તેમના માથા ઉપર ટેકવેલા હતા. તેણે કુવાના ઉંડાણમાં નજર કરી, તો તેણે એક ભયંકર અજગર જોયો, કે જેણે પોતાનું મ્હોં વિકાસ્યું હતું, અને તે માણસના પડવાની રાહ જોતો હતો. જ્યારે તે માણસે કુવાના મથાળા ઉપર નજર કરી, ત્યારે તેણે કાળા અને ધોળા ઉંદરો જોયા, કે જે તે વૃક્ષની ડાળીઓને કરડતા હતા, અને એવી દુઃખદ સ્થિતિમાંથી બચવા માટે, અને પોતાની મુક્તિ મેળવવા માટે તે (માણસ) માર્ગ શોધતો હતો. એટલામાં તેની સમક્ષ તેણે મધપુડો જોયો, અને તેમાંથી તેણે થોડુંક મધ લીધું અને ચાખ્યું. તે માણસ તેની મીઠાશમાં એટલો બધો તલ્લીન થઈ ગયો કે પોતાનું મૂળ કાર્ય વિસરી ગયો અને પોતાના પગ આ ચાર સાપના માથા ઉપર ટેકવેલા છે, તેનો વિચાર પણ તેને ન આવ્યો. કયે સમયે આ સાપ ગતિમાં આવશે, અને ઉંદરો તો ડાળીઓ કરડવામાં જ મચેલા છે, અને આ ડાળીઓ કયારે તૂટી પડશે અને તે અજગરના જડબામાં જઈ પડશે, તેનો તેને જરાપણ ખ્યાલ આવ્યો નહિ તે તુચ્છ (મધના) સ્વાદે તેને એટલો બધો ગફલતમાં નાખ્યો, અને અંધારો પડદો તેની બુદ્ધિનાં ચક્ષુઓ ઉપર પાથર્યો, કે છેવટે જ્યારે ઉંદરોએ આ ડાળી કરડી અને નિવૃત્ત થયા, ત્યારે તે બિચારો ગાફીલ માણસ આ અજગરના મુખમાં જઈ પડયો,

બાહ્ય સુખો આફતોથી ભરપૂર કુવા સમાન છે, અને કાળા અને ધોળા ઉંદર, રાત્રિ અને દિવસ સમાન છે, અને તેઓની ડાળીનું કરડવું તે મનુષ્ય જીવનની ડાળી કરડવા સમાન છે, કે જે મનુષ્યોને વિનાશમાં દોરે છે. આ ચાર સર્પ કે જે ચાર તત્વો છે, તે માનવ દેહની (આદમની ઉત્પત્તિ) ઘટનાના ચાર સ્તંભ સમાન છે, અને જ્યારે તેમાંનું એક તત્વ વધી જાય છે (ગતિમાં આવે છે) ત્યારે તે કાતિલ ઝેર જેવું છે. મધની મીઠાશ અને સ્વાદ આ સંસારનાં સુખોના સ્વાદ જેવાં છે, કે જેમાં સુખ માત્ર અલ્પ છે, અને દુઃખ અધિક છે, અને તેઓ મનુષ્યને વિના કારણે બુદ્ધિની સૃષ્ટિમાંથી દૂર રાખે છે, અને મુક્તિનું દ્વાર તેને માટે બંધ કરે છે. આ અજગરનું વિશાળ વિકાસેલું મુખ પાછા ફરવાનું સ્થળ (મૃત્યુ) છે, કે જે સ્થળે સર્વને ગયા સિવાય છૂટકો જ નથી. બેશક, મનુષ્યોએ ત્યાં પહોંચવું જ જોઈએ, અને આ માર્ગના ભય અને જોખમ તેમને અનુભવવા જ પડે છે. તે સમયે પસ્તાવો કરવાથી કંઈ વળે નહિ, અને પશ્ચાતાપથી કંઈ પણ લાભ થાય નહિ. તેમને પાછા ફરવાનો માર્ગ પણ જડે નહિ, તેમજ પાપોની ક્ષમા યાચનાનો પણ સ્વીકાર થાય નહિ.

ટુંકમાં મારૂં કાર્ય એટલે સુધી પહોંચ્યું કે મેં મારી જાતને ઇશ્વરેચ્છાને આધીન કરી (હું તાબે થયો) અને હું, બની શકે ત્યાં સુધી, ડહાપણનાં કૃત્યો યોગ્ય રીતે કરવા લાગ્યો, છેવટે તે સમયના પાદશાહના હુકમ મુજબ મેં હિંદુસ્તાનની મુસાફરીએ જવાનું માથે લીધું.

હું તે દેશમાં ગયો, અને તે પ્રદેશમાં સંપૂર્ણતા મેળવવા માટે ખૂબ પ્રયાસ કર્યો, અને (ઇરાન) પાછા ફરતી વખતે હું હિંદુસ્તાનના સુજ્ઞ પુરૂષોનાં પુસ્તકો લેતો આવ્યો, કે જે તેમના તત્વજ્ઞાનનાં ફળરૂપ હતાં. તેમાંનું એક "કલીલા વદમ્ના" છે, કે જેનું વિગતવાર

વર્ણન કરવામાં આવ્યું છે, અને આ સેવાના પ્રભાવથી હું રાજાની દ્રષ્ટિમાં પ્રિય થઇ પડયો અને મારો ધર્મ અને સંસાર આબાદ બન્યો.

**ત્રીજા પ્રકરણનો આરંભ કરતા પહેલાં હુ અહીંઆં એક વાદવિવાદમાં સંબંધ ધરાવતી વાર્તા રજુ કરૂં છું, કારણ કે પુસ્તકનો મૂળ વિષય અહીંથી શરૂ થાય છે.**

સત્યના બજારના જવાહીર પરીક્ષકો (ઝવેરીઓ) અને કાવ્ય પ્રદેશની કસોટી ધરાવનારાઓ (કાવ્યની કદર જાણનારાઓ) એમ કહે છે કેઃ—ચીન દેશમાં એક રાજા હતો, કે જેના રાજ્ય અને વિજયની ખ્યાતિ અખિલ સૃષ્ટિમાં પ્રસરેલી હતી, અને સર્વે ઉચ્ચ તેમજ નીચ મનુષ્યો જેના ભપકા અને દબદબાની વાતો કરતા હતા, અને તે સમયના રાજ્યકર્તાઓએ પોતાના કાનમાં તેની સેવાની કડી પહેરેલી હતી, (તે રાજાના સેવકો હતા.) અને પ્રખ્યાત વિજેતાઓએ તેના દાસત્વનું જીન પોતાની પીઠ ઉપર લાદ્યું હતું. (તેઓએ તેની સર્વોપરિ સત્તા સ્વિકારી હતી.)

—કડી—

(તે રાજા) ફરીદુન જેવા ભપકાવાળો, અને જમશીદ જેવા ઉચ્ચ મરતબાવાળો, સિકંદર જેવો પ્રતાપી, અને દારા જેવો આશ્રયદાતા હતો.

ચંદ્ર રૂપી સુંદર મુખ સમાન તેના ન્યાય વડે પાણી અને અગ્નિ એકજ સ્થળે એકત્ર થયાં હતાં. (સર્વને યોગ્ય ન્યાય આપતો) મહાન યોદ્ધાઓને મહાત કરનાર વિશ્વ વિજેતાઓ, અને રાજ્યનીતિજ્ઞ વજીરો, તેના હરહંમેશ વિસ્તાર પામતા રાજ્યના ગાલીચાની આસપાસ તેની સેવામાં કટિબદ્ધ ખડા રહેતા. હંમેશાં તેના સ્વર્ગમાન પાટનગરમાં

મખર પંડિતો, સત્યવક્તા અને સત્યકર્મી તત્વજ્ઞાનીઓ તેની શુભેચ્છાના આસન ઉપર બિરાજતા હતા. તેનો ખજાનો ભિન્નભિન્ન રત્નોથી ભરપૂર હતો, અને તેનું સૈન્યદળ અગણિત હતું, અને તેની વીરતા ઉદારતા સાથે જોડાએલી હતી. ( તે વીર અને ઉદાર હતો.) અને તેનું રાજ્ય શાસનતંત્રથી સુવ્યવસ્થિત હતું.

—કડી:—

સૈન્યને દોલત વડે અને નાગરિકો (દેશ)ને ન્યાય વડે સુખ આપતો, અને લશ્કર તેમજ દેશ (શહેર)ની મુરાદ બર લાવતો.

તે રાજાને "ફર્રૂખફાલ" કહેતા હતા, કારણ કે જેના સદ્‌ભાગ્યથી રૈયતને શુભ શુકન થતા હતા, અને તેની કૃપાથી દુનીઆનું સુખ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું હતું. આ રાજાને એક વજીર હતો, કે જે પ્રજાનો પોષક અને દયાળુ હતો. તેના અદલ ઈન્સાફથી દેશનાં સર્વ કાર્યો સંપૂર્ણ ઉજ્જવળ થયાં હતાં. તેને "ખુજસ્તારાય" નામથી ઓળખતા. "ફર્રૂખફાલ" ખુજસ્તારાયની સલાહ વિના કોઈ પણ અગત્યના કાર્યનો આરંભ કરતો નહિ, અને તેની મનરંજક તદબીર સિવાય તે કોઈ કાર્યમાં પ્રવૃત્ત થતો નહિં. દૈવયોગે એક દિવસે રાજાને (ફર્રૂખફાલને) શિકારે જવાની ઈચ્છા થઈ. ખુજસ્તારાય સદ્‌ભાગ્યની માફક તેની સાથે રકાબદાર તરીકે હતો. જ્યારે રાજા શિકારના આનંદમાંથી પરવાર્યો, અને વનને, ચરતાં પશુઓથી, અને હવાને, (આકાશને) ઉડતાં પક્ષીઓથી ખાલી કર્યું, અને સિપાઈઓને પાછા ફરવાની રજા મળી, ત્યારે રાજા અને વજીર રાજધાની તરફ જવા ઉપડયા. હવા બહુ ગરમ હતી, તેથી ફર્રૂખફાલે ખુજસ્તારાયને કહ્યું, કે આવી ગરમ હવામાં જવું ઉચિત નથી, અને તંબુમાં (છાયામાં) આશ્રય લેવાથી ગરમી અટકશે નહિ. જ્યાં સુધી હવા ઠંડી થાય, ત્યાં સુધી આપણે આરામ લઈએ, તે માટે તું શું યોજના કરીશ?

ખુજસ્તારાયે જવાબ આપ્યો કે, "મેં નજીકમાં એક પર્વત જોયો છે, કે જે વીર પુરૂષોની ઉદારતા જેટલો ઉચો, અને પવિત્ર પુરૂષોના મરતબા જેટલો ઉન્નત છે. તેમાં પુષ્કળ વહેતા પાણીનાં ઝરણાં છે, અને વૃક્ષોની ગાઢ છાયા છે, અને ત્યાંની હવા ઘણી ખુશ-કારક છે. તે તરફ ઈરાદાની લગામ ફેરવવી (જવું) એ સલાહભરેલું છે." ફર્રુખફાલે ખુજસ્તારાયનાં વચનોને ધ્યાનમાં લઈને તે ઝરણાં-ઓના પ્રદેશ તરફ જવા ઉપડયો.

ટુંક સમયમાં રાજાએ તે પર્વતને ભાગ્યશાળી પુરૂષોની બાંયની માફક સુખી લોકોનું ચુંબન સ્થાન બનાવ્યું. (રાજાના પુનિત પગલાંથી તે સ્થળ પાવન થયું.) વજીરે નદીના કિનારે આવેલા બગીચાને એક રાજ્યાસન મૂકી સુશોભિત કર્યો. ફર્રૂખફાલ આરામના આસન ઉપર બિરાજ્યો, અને રાજ્યના તમામ સેવકોએ નદીના તટ ઉપર એક વૃક્ષની છાયામાં આરામ લીધો. ત્યારબાદ રાજા અને વજીર કુદરતનું સૌંદર્ય નિહાળવા દરેક પુષ્પોના કયારામાં સહેલ કરવા લાગ્યા, અને પ્રભુની અવનવી કળા જોઈને મુગ્ધ થયા અને ગુલિસ્તાન (બાગ)ના પાનાની આ કડી વારંવાર બોલતા હતા.

—કડી:—

એકલું બુલબુલ પક્ષી કંઇ પ્રભુનાં યશોગાન કરે છે, એમ નથી. પરંતુ દરેક કંટક પણ ઈશ્વરનો મહિમા ગાવામાં એક જીભ સમાન થઈ પડે છે. (કાંટા પણ ગુણગાન ગાય છે.)

અને કોઈવાર તેઓ આવું લખાણ નિગારીસ્તાન (ચિત્ર પ્રદર્શન)ના પાના ઉપર જોતા હતા.

—: કડી :—

કોઈ વખતે તે (પ્રભુ) ફૂલની પાંખડીઓને પ્રાતઃકાળના પવનની

સુગંધીદાર લ્હેરીઓનો ઘોડો બનાવે છે. (પવનરૂપી ઘોડા ઉપર ફૂલની પાંખડીઓ ઉડે છે.) અને કોઈ કોઈ વખતે નિર્મળ જળની સાંકળ પ્રભુ પવનના પગમાં પહેરાવે છે. (નિર્મળ જળ ઉપર વાયુ વાવાથી કુંડાળાં થાય છે.)

આ દરમિયાન ફ્રૈખફાલની દષ્ટિ એક વૃક્ષ ઉપર પડી, કે જે પાંદડાના ખરવાથી, એક પાનખર ઋતુ અનુભવેલી ડાળી સમાન નગ્ન, અને ઘડપણને લીધે વૃદ્ધ માણસની પેઠે પોષણવિના વૃદ્ધિપામતાં અટકી પડેલું દેખાતું હતું. (સૂકાઈ ગયું હતું). તે વૃક્ષમાં દરવીશોના હૃદય સમાન પોલાણ પડયું હતું, અને મધમાખીઓના ટોળાએ જીવનની સહીસલામતી માટે કિલ્લામાં આશ્રય લીધો હતો. જ્યારે રાજાએ માખીઓનો ગણગણાટ સાંભળ્યો, ત્યારે તેણે તેના સુજ્ઞ અનુભવી પ્રધાનને પૂછયું, કે આ ચપળ પાંખવાળી માખીઓને આ ઝાડની આજુબાજુ એકઠા થવાનું શું કારણ છે? અને આ બધા નોકરો (માખીઓ) કોના હુકમથી આ હરિયાળા મેદાનની ટેકરીઓ અને ખીણોમાં આવજા કરે છે?

ખુજસ્તારાયે જવાબ આપ્યો, કે હે વિજયી પાદશાહ! આ ટોળું ઘણું લાભકારક અને ઓછું હાનિકારક છે. તેઓને એક રાજા છે, કે જે "યાસુબ" કહેવાય છે. કદ અને ડહાપણમાં બીજી માખીઓ કરતાં ઘણો મહાન છે, અને મીણના બનાવેલા ચોરસ આસન ઉપર તે બિરાજે છે. તેણે પ્રધાન, દ્વારપાળ, ચોકીદાર, છડીદાર, નવાબ, વિગેરેની નીમણુંક કરેલી છે. અને તેના નોકરોનું એટલું બધું ડહાપણ છે કે તેમાંનો દરેક પોતાને માટે મીણમાંથી છ ખૂણાનું ઘર બનાવે છે કે જેની બાજુઓ એટલી બધી સરખી હોય છે કે ભૂમિતિકારો પણ પરકાર અને આંકણીની મદદ સિવાય તેવી સરખી બનાવી શકે નહિ. જ્યારે તેઓ ઘર પૂરૂં કરે છે ત્યારે તે પ્રાણીઓનો વડો

(નેતા) તરતજ તેમને કહેણુ મોકલે છે કે તમે તમારી શુદ્ધતાને મલિનતામાં ફેરવી નાખશો નહિ. આ (માખીઓ) તેમના વચન પ્રમાણે સુગંધીદાર ફૂલોની ડાળીઓ અને ચોકખી કળીઓ સિવાય બીજે કોઈ સ્થળે બેસતી નથી, અને તેમણે સુગંધીદાર પાંખડીઓમાંથી જે કંઈ ખાધું હોય, તે ટૂંક સમયમાં સ્વાદિષ્ટ શરબત બને છે, અને તેને મધ કહેવામાં આવે છે. જ્યારે તેઓ (માખીઓ) ઘેર પાછી આવે છે, ત્યારે તેઓને દ્વારપાળો સુંઘે છે, અને જે માખીઓ વચન પ્રમાણે વર્તેલી હોય, તેમને જ ઘરમાં દાખલ થવા દેવામાં આવે છે. જો તેઓએ વચનનો ભંગ કર્યો હોય, અને જો તેઓમાંથી દુર્ગંધ આવે, તો દ્વારપાળ તેમને શિક્ષા કરે છે, અને તરતજ તેમના બે કટકા કરી નાખે છે. (મારી નાખે છે,) કદાચ દ્વારપાળ ગફલત કરે, અને તે વચનભંગી માખીઓને તેમના ઘરમાં દાખલ થવા દે, તો માખીઓનો વડો પોતે જાતે કાળજી રાખીને તેમને (દ્વારપાળને) શિક્ષાસ્થાને હાજર કરે છે, અને પ્રથમ દ્વારપાળને મારી નાખવાનો હુકમ ફરમાવે છે, અને પછી બેઅદબી માખીઓને ઠાર કરે છે, અને તેવી રીતે જો કોઈ માખી બીજાના ઘરમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે, તો દ્વારપાળ તેને જતાં અટકાવે છે, અને જો તે દ્વારપાળના શબ્દોની અવગણના કરે, તો શિક્ષા પામે છે.

ઇતિહાસમાં એવું કહેવામાં આવ્યું છે કે જગતપતિ જમશીદ પાદશાહે દ્વારપાળ અને ચોકીદારોની રૂઢી, કારભારીઓ અને નાયબોની નીમણુંક, અને સિંહાસનની વ્યવસ્થા વિગેરે આ માખીઓના શાસન પદ્ધત્તિમાંથી ગ્રહણ કર્યાં છે. ફર્રૂખફાલ આ વચન સાંભળીને ઝાડ તળે આવ્યો, અને તેણે તેમની કચેરી, દરબાર, તેમના આવજાના નિયમો અને સેવાના કાયદાઓમાં થોડીકવાર રસ લીધો. તેણે એક ટોળું જોયું કે જેણે ઇશ્વરની આજ્ઞાનું પાલન કરવા કમર કસી

હતી, અને સુલેમાનની પેઠે વાયુના અશ્વ ઉપર આરૂઢ થઇને (બેસીને) શુદ્ધ ખોરાક અને સ્વચ્છ સ્થળ પસંદ કર્યાં હતાં. તેમાંના કોઈને એક બીજાના લાભાલાભની કંઈ પડી નહોતી, અને કોઈ પોતાના જાતિ ભાઈઓને કોઈ પ્રકારની હાનિ પહોંચાડતું નહતું.

—કડી—

જે મહાન પુરૂષો ઇજા રહિત છે, અને જે મોટેરાઓ પોતાને નાના ગણે છે, અને જે ઉંચ્ચ પદવીવાળાઓ પોતાને નમ્ર ગણે છે, તેજ ખરેખર સુખી છે.

રાજાએ કહ્યું, "હે ખુજસ્તારાય! આ માખીઓના સ્વભાવમાં લૂંટણવૃત્તિ અને ડંખવાની શક્તિ હોવા છતાં પણ એક બીજાને હાનિ કરતાં નથી, અને તેમનામાં ડંખ હોવા છતાં મધ સિવાય બીજું કંઈ આપતાં નથી. પરંતુ આપણે આપણા માનવ સમાજમાં તેનાથી ઉલટુંજ જોઈએ છીએ, કારણકે મનુષ્યો પરસ્પર હાનિ પહોંચાડે છે, અને પોતાના જેવા માણસોના પાયા જડમૂળથી ઉખેડી નાખે છે.

—કડી—

ખૂબ વિચાર કર, કે મનુષ્યત્વના અભાવથી દરેક માણુસ એક-બીજાથી ચેતતો (બીતો) રહે છે.

વજીરે કહ્યું કે આ પ્રાણીઓ કે જેને તમે જુઓ છો, તેઓ એકજ પ્રકૃતિમાંથી સરજાએલાં છે, અને મનુષ્યોને ભિન્નભિન્ન પ્રકૃતિઓ અર્પવામાં આવી છે, તેથી દરેકનો સ્વભાવ અને પંથ ન્યારો છે. માણુસનું એક ટોળું બુદ્ધિનો પાલવ ગ્રહીને મુરાદની અગાશી ઉપર ચઢયું છે. (ઇચ્છા પરિપૂર્ણ કરી છે.) અને તેમના સુંદર રિવાજો અને ઉત્તમ કાર્યો તેમનાં સ્મરણ ચિન્હ તરીકે રહ્યાં છે. માણુસનું બીજું ટોળું લોભની પાછળ જઈને વિષયવાસનાના વમળમાં નાશ

પામ્યું છે, અને દુષ્ટ રૂઢીઓ અને કુવચનો તેમનામાંથી પ્રગટ થયાં છે.

રાજાએ કહ્યું કે તારા કથન પ્રમાણે દરેક માણસ એકાંતવાસી થાય અને અન્યની સંગતનું દ્વાર બંધ કરીને અહરનિશ પ્રભુ સ્મરણમાં, અને પોતાની આત્મશુદ્ધિમાં પ્રવૃત રહે, તેમાંજ ખરેખર મનુષ્યનું શ્રેય છે.

—અર્ધશ્લોક—

જો બની શકે તો આ બધામાંથી કોરે રહેવું (દૂર રહેવું), તે અતિ ઉત્તમ છે.

મેં સાંભળ્યું હતું કે આનંદ (મનની શાન્તિ) સોબતમાં, અને સુખ મિત્રોની સંગતમાં છે, પરંતુ આજે મને ખાત્રી થઈ કે દિલનો આનંદ એકાંત વાસમાં અને મનની શાંતિ એકાંત જીવન ગાળવામાંજ રહેલી છે.

—કડી—

હું એવું એકાંત સ્થાન ઇચ્છું છું કે જો આસમાન (કાળચક્ર) વંટોળીઆની માફક જમાનાની કચરાપેટીને ચાળે (ઉડાડે), તો પણ તેને મારી ધૂળ જડે નહિ, અને પુરાતન સમયના તત્વજ્ઞાનીઓનો કોઈ ગુફાના ખૂણામાં અથવા કુવાના તળીએ જીવન વ્યતિત કરવાનો આ જ હેતુ હતો. (એકાંતવાસ અતિ ઉત્તમ છે.)

—મસ્નવી—

જે પુરૂષ જ્ઞાની હોય છે, તે કુવાના ઉંડાણમાં રહેવાનું પસંદ કરે છે, કારણ કે એકાંતમાં જ હૃદયની પવિત્રતા રહેલી હોય છે. કુવાનો અંધકાર, એ દુનીઆના લોકોના જુલ્મરૂપી અંધાધુંધી કરતાં અતિ ઉત્તમ છે. ડાહ્યો પુરૂષ આ દુનીઆના ધાંધલમાંથી નાસી જાય છે.

ખુજસ્તારાયે વિનંતી પૂર્વક કહ્યું, કે આપની ગુપ્તભેદ સમજાવે, તેની જીભે જે કંઈ કહ્યું, તે તદ્દન સત્ય છે, કારણ કે સંગત મનના ખલેલનું કારણ છે, અને એકાંત જીવન આંતરિક તથા બાહ્ય શાંતિનું કારણ છે, પરંતુ સુજ્ઞ પુરૂષોએ કહ્યું છે કે સારા મિત્રની સંગત, અને સુજ્ઞ મિત્ર એકાંત કરતાં અતિ ઉત્તમ છે, અને નાદાન (મૂર્ખ) માણસોની સોબતથી દૂર રહેવું, તે સભાને શોભાવવા કરતાં ઘણું સારૂં છે, તો પણ જ્ઞાન અને સંસ્કાર સમાગમ સિવાય પ્રાપ્ત થતાં, નથી, અને મનુષ્યોની ખાવાની, પહેરવાની તેમજ અન્ય સ્થિતિ જોતાં સ્પષ્ટ જણાય છે કે મનુષ્યોને (આદમના વંશજોને) પરસ્પર આધારની જરૂર છે, કારણકે એક ખાદ્ય વસ્તુ મેળવવા માટે લુહાર, સુતાર, સોની રસોઇઆ વિગેરે કારીગરોની જરૂર પડે છે. એ વાત સ્પષ્ટ છે કે એક માણસ આ સર્વ વસ્તુ કરી શકે નહિ, તેટલા માટે એક બીજા સાથે સંબંધ રાખીને પરસ્પર સહાય કરવાની જરૂર છે.

ફરૂખફાલે કહ્યું, કે વજીરે જે કંઈ કહ્યું તે ડહાપણનું તત્ત્વ છે. પરંતુ મને મનમાં એક વિચાર ઉદ્ભવે છે કે જો સમાગમનો માર્ગ ખુલ્લો રહે, તો લોકોની રહેણીકરણી અને પ્રકૃતિઓની ભિન્નતાને લીધે કાર્યમાં અંતે જુલ્મ અને તકરાર થાય, કારણકે કેટલાક મનુષ્યો સત્તા, અને ધનમાં બીજા કરતાં અધિક હોય છે, અને મનુષ્ય સ્વભાવમાં લોભ અને તૃષ્ણા હોય છે, તેથી જે કોઈ બીજા કરતાં ચઢીઆતો હોય છે, તે લોભ અને મહત્ત્વાકાંક્ષાને લીધે બીજાઓ ઉપર જુલ્મ ગુજારે છે, અને આ ખરેખર મનુષ્યના નાશ અને દુઃખનું કારણ છે.

—કડી—

કલેશ (કલહ) એવો અગ્નિ પ્રગટાવે છે કે તેની જ્વાળાથી જે કંઈ હોય છે તે બળીને ભસ્મિભૂત થઈ જાય છે.

વજીરે કહ્યું, "હે બુદ્ધિના આશ્રય સમાન પાદશાહ, કલેશ ટાળવા માટે યુક્તિ નિર્માણ કરેલી છે, કે દરેક માણસ પોતાના હકથી સંતોષ માને, અને પોતાનો જુલ્મી હાથ બીજાઓના હક છીનવી લેવા ન લંબાવે."

તે યુક્તિનો આધાર ન્યાયના કાયદા ઉપર જ છે. અને દરેક સમયમાં મહાન પ્રભુ માણસોમાંથી એકને કે જેનામાં બીજાઓ કરતાં ડહાપણ અને અક્કલ વિશેષ હોય છે, તેને, પોતાની અનંત કૃપાઓ વડે ખાસ ઉંચી પદવી આપે છે, અને મનુષ્યોમાં તેને મહાન બનાવે છે, અને તેને ઉત્તમ સદ્‌ગુણો આપીને દુનીઆનો રાજા બનાવે છે. તે રાજા પોતાની દીર્ઘદષ્ટિની સલાહથી નિસ્વાર્થ પણે પ્રજાના પોષણ અને દુ:ખીઓના રક્ષણ અને, જુલ્મીઓના દંડ માટે કેટલાક કાયદા કાનુનો ઘડે છે, જેથી દરેકને તેના સ્વભાવ પ્રમાણે રહેવા દઇને, સત્ય અને પ્રમાણિક પણાના માર્ગમાં દઢ બનાવે છે. પુરાતન સમયના બાદશાહો તેને "નામુસે અકબર" કહે છે.

જો કોઈ દુર્ભાગી માણસ લોભ મોહને વશ થઈને નિયત કરેલા કાયદાઓની વિરૂદ્ધ વર્તે, અથવા જુલ્મ કરે, તો તે યોગ્ય શિક્ષાને પાત્ર થાય છે, અને બીજાઓને શિખામણનું કારણ થઈ પડે છે.

ફર્રૂખફાલે કહ્યું કે પ્રભુની પસંદગી પામેલા પુરૂષો, કે જે આ દુનીઆના લોકોના સુખનું કારણ છે, તેમના વિષે કંઈક વિવેચન કર. ખુજસ્તાએ કહ્યું કે આ પુરૂષો ઘણા ડહાપણ વાળા હોય છે, કે જે જમાનાનો સ્વભાવ સમજે છે, અને દુનીઆના લોકોની પરિસ્થિતિથી ખૂબ વાકેફ હોય છે, પ્રત્યેક માણસને તેના પોતાના માપમાં રાખીને સૃષ્ટિની સુવ્યવસ્થા કરે છે, અને દુષ્ટ લોકોને કે જે વૈરવૃત્તિવાળા, દુષ્ટ સ્વભાવવાળા, ટુંકી નજરવાળા, અને અધમ હોય છે, અને જે ચોરી કરનારા, લોભી, નકામી વાતો કરનારા, નિમક હરામી અને આવા બીજા દુર્ગુણોવાળા હોય છે. તેવાઓને રાજ્યકાર્યમાં કંઈ પણ

ભાગ લેવા દેતા નથી, અને દરેકને દુઃખી અવસ્થામાં રાખે છે. અને ઉંચી મહત્ત્વાકાંક્ષા વાળા અને કાર્યદક્ષતા વાળા મનુષ્યો કે જે બુદ્ધિ અને ડહાપણના અધિકપણાથી—જાણીતા થયા છે, તેઓને ન્યાય આપવાનું, અને પ્રજાપાલનનું કાર્ય સોંપે છે, અને તેઓ ન્યાયના કાયદા મુજબ વર્તે છે, તેમની તપાસની નજરમાં મિત્ર અને શત્રુ, સગાંવહાલાં અને પારકાં સર્વે સરખાં છે. તે ભાગ્યશાળી પુરૂષ કયા માણસ ઉપર મહેરબાની બતાવવી, અને કયા પુરૂષને સભામાં બોલાવવાની તેમજ હાજર રહેવાની રજા આપવી, અને કયા ટોળાને નિર્બળ અને દુઃખી રાખવું, અને તેમનો પાયો જડમૂળથી ઉખેડી નાખવાનો પ્રયાસ કરવો. તે સર્વ બાબત બરાબર સમજે છે. રાજાઓના સેવકોમાં થોડાક એવા હોય છે કે જે રાજાનું ભલું કરવામાં નિખાલસ પણે પોતાની કમર કસે છે, અને રાજાની કીર્તિ વધારવા માટે ખરેખર પ્રયાસ કરે છે, અને તેમાંના કેટલાક પોતાનો લાભ સાધવા અથવા હાનિ-ટાળવા નિખાલસ પણાની અને વફાદારીની બડાઈ હાંકે છે.

—૬ઠી—

તમારા તરફથી માન મેળવવા માટે તેઓ બડાઈ હાંકે છે અને તમારી પાસેથી કંઈક વસ્તુ મેળવવા માટે પ્રયાસ કરે છે.

પ્રભુનો નિયુક્ત માણસ મનુષ્યોની સત્ય પરિસ્થિતિથી વાકેફ હોવો જોઈએ. એમ ન બને કે આવા માણસો કે જે દગા અને ખુશામત વડે (રાજાના) શુભેચ્છક હોવાનો ડોળ કરે, તેઓ જે વસ્તુ કદી બની ન હોય તેને સત્યનું સ્વરૂપ આપીને રાજાની સમક્ષ રજુ કરે, અને રાજ્યના શુભેચ્છકોને તોડી પાડે.

પરંતુ જ્યારે (જાગૃત હૃદય વાળો) હોશિયાર રાજા કાર્યના ઉંડા-ણમાં ઉતરે છે (ખૂબ વિચાર કરે છે) અને જ્યારે સર્વ કાર્યોમાં જાતે જ તપાસ કરે છે, ત્યારે બેશક સત્યના પ્રકાશને અસત્યના અંધકારથી

જુદું પાડે છે, અને ચિરસ્થાયી નામના મેળવે છે. દરેક સુજ્ઞ રાજા કે જે પોતાના કાર્યનો આધાર જ્ઞાન ઉપર રાખીને તત્ત્વજ્ઞાનીઓની સલાહને પોતાનો માર્ગદર્શક બનાવે છે, તેનું રાજ્ય આબાદ થાય છે, એટલું જ નહિ, પણ તેની પ્રજા પ્રસન્ન અને ખુશ થાય છે. હિંદુસ્તાનનો મહાન રાજા "દાબ શલીમ" પોતાનો રાજ્ય કારભાર "બીદપાય" બ્રાહ્મણની સુચના અનુસાર ચલાવતો હતો, તેથી તેણે દીર્ઘકાળ સુધી ફતેહ મેળવી, અને જો કે તે આ બેવફા દુનીઆનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે, છતાં પણ તેની ખ્યાતિ જમાનાના પુષ્ટ ઉપર રહેલી છે;

ફરૈખફાલે જ્યારે દાબશલીમ અને બીદપાય બ્રાહ્મણનાં નામ સાંભળ્યાં, ત્યારે તે ઘણો જ ખુશી થયો, અને ફરમાવ્યું કે, "હે ખુજસ્તા રાય! ઘણા લાંબા સમયથી મજકુર રાજા અને બ્રાહ્મણની વાર્તાએ મારા હૃદયમાં સ્થાન લીધું છે, અને જો કે મેં તેમના અહેવાલ વિષે દરેકને પૂછ્યું, પરંતુ મને કંઈ માહિતી મળી નહિ, અને મેં કંઈ તે વિષે સાંભળ્યું નહિ. મેં મારી બુદ્ધિનો કાન હંમેશાં ઉઘાડ્યો રાખ્યો હતો, કે હું કોની પાસેથી આ વૃત્તાંત સાંભળું?" મેં ઈંતેજારીની ચક્ષુઓ ખુલ્લી રાખી હતી, કે આ મુદ્દાની સુંદરતાનું દર્શન મને ક્યાંથી થાય?

જ્યારે મેં જાણ્યું કે વજીર તેમને વિષે જાણે છે, ત્યારે મેં પ્રભુનો ઉપકાર માન્યો અને કહ્યું.

—કડી—

છેવટે મારા હૃદયની અભિલાષાઓ પૂર્ણ થઈ અને પ્રભુ પાસેથી મેં જે માગ્યું હતું, તે સર્વ મને પ્રાપ્ત થયું.

મને સત્વર રાય અને બ્રાહ્મણનાં વચનો સંભળાવી ભાગ્યશાળી બનાવ, કારણકે આ વાર્તા કહેવામાં તને આપણી મિત્રતાનો હક્ક

અદા કરવાની તક મળે છે, અને આ મજકુર વચનો (વાર્તા) સાંભળવાથી પ્રજાને આપણા તરફથી અનેક પ્રકારના લાભ થશે, અને જે વાણી કહેવાથી પ્રભુની કૃપાનો આભાર અદા કરી શકાય છે, અને જેના શ્રવણના પ્રભાવથી ઉચ્ચ તેમજ નીચ પંક્તિના મનુષ્યોને સંપૂર્ણ લાભ પ્રાપ્ત થાય છે, તે વાણી અત્યંત મુબારક નીવડશે.

—ટુંક—

ઉજ્જ્વળ આત્માવાળા સુજ્ઞ પુરૂષની જીહ્વા (જીભ) તત્વજ્ઞાનના ભંડારનાં દ્વારની કુંચી છે, ખજાનાનું દ્વાર ઉઘાડ, અને તેમાંથી રોકડનાણું કાઢ, કારણકે તે તેને માટે શિખામણની કસોટી છે. રાજાઓને એવી રીતે શિખામણ આપ કે જેમાં પ્રજાનું શ્રેય સમાએલું હોય.

**રાય દાબશલીમની બીદપાય હકીમ સાથેની વાર્તાનો આરંભ**

સુજ્ઞ વજીરે વર્ણન કરવાનું શરૂ કર્યું, અને કહ્યું કે મેં કાવ્યના શર્કરાક્ષેત્રમાં ચરનારા પોપટ અને કળાના ઉદ્યાનમાં વિહરતાં બુલબુલ પક્ષીઓ ( મધુર કાવ્યો રચનારા કવિઓ અને સાક્ષરો ) પાસેથી સાંભળ્યું છે કે, હિંદુસ્તાનના મોટા પરગણાની નિકટમાં એક પ્રદેશ હતો, કે જે સૃષ્ટિના કપોલ ઉપર તલ સમાન હતો, તે પ્રદેશમાં એક રાજા હતો, કે જે સદ્‌ભાગી, ઉચ્ચ બુદ્ધિવાળો, સૃષ્ટિના આભૂષણ સમાન પ્રજાપાલક અને શત્રુદાહક હતો. તેનું રાજ્યાસન ન્યાયના આભૂષણથી અલંકૃત હતું, અને તેનું રાજ્યછત્ર તેના અસ્તિત્વના તેજથી ઉજ્જવળ થયું હતું. આ રાજાને "દાબ શલીમ" કહેતા હતા, કે જેનો અર્થ મહાન રાજા થાય છે. તેની પાસે અનુભવી સૈનિકો, અને રણક્ષેત્રમાં વિજયી યોદ્ધાઓનું કેળવાએલું સૈન્ય હતું, અને તેના દળમાં દશ હજાર મદોન્મત્ત હાથી હતા. આટલી બધી મોટાઈ હોવા છતાં પ્રજાના કાર્યમાં તે ઉંડો રસ લેતો, અને દરેક ફરિયાદીના મુકદ્દમાની જાતેજ તપાસ કરતો હતો.

—કડી—

સાવધ રહે, ઉતરતા દરજ્જાના માણસોના દુઃખોની ચિંતા (દરકાર) રાખ, અને જમાનાની ક્રુરતાથી બીતો રહે. તું એવે સ્થળે તારૂં ન્યાયાસન ન મૂકીશ, કે જ્યાંથી ફરિયાદીઓની બૂમ તું પોતેજ ન સાંભળે. ફરિયાદીને તું દિવાન પાસે મોકલીશ નહિ, કારણ કે રખેને ફરિયાદીને દિવાનની વિરૂદ્ધ ફરિયાદ કરવાની હોય.

તેણે રાજ્યની સરહદને સત્તાથી મજબૂત બનાવી, અને રાજ્યક્ષેત્રને તેના શત્રુઓથી મુક્ત કર્યું હતું. તેથી દિલને ખૂશ કરવા ખાતર તે એશઆરામની ઉજાણી કરતો, અને પોતાની મનકામના જમાનામાંથી પરિપૂર્ણ કરતો, તેની સભામાં સદા સુજ્ઞ દરબારીઓ, અને સત્યચિંતક તત્ત્વજ્ઞાનીઓ હાજર રહેતા, અને હંમેશાં તેઓ આનંદના ઉત્સવને અવનવા ભાષણો અને મનહર વાર્તાઓથી તાજો રાખતા. એક દિવસે એ વિજયી સિંહાસન ઉપર બિરાજ્યો હતો, અને તેણે બાદશાહી ભવ્ય ઉજાણી યોજી હતી.

—કડી—

રૂઢી અનુસાર તેણે તે ભવ્ય ઉજાણી ગોઠવી હતી, અને આનંદનું દ્વાર દરેક બાજુએ ખુલ્લું મૂક્યું હતું.

મધુર કંઠવાળા ગવૈયાઓનું સંગીત સાંભળ્યા બાદ તેણે તત્ત્વજ્ઞાનની વાર્તા સાંભળવા પોતાની ઈચ્છા દર્શાવી. ઉત્તમ ગાલીચા ઉપર બિરાજેલા સુજ્ઞજનો, પ્રશંસાપાત્ર સદ્‌ગુણો કે જે મનુષ્યની પદવીને ઉન્નત બનાવે છે, તે વિષે વિગતવાર ચર્ચા કરતા હતા. છેવટે તેઓ ઉદારતા અને સખાવતની ચર્ચા ઉપર આવ્યા. સર્વ સુજ્ઞજનો સંમત થયા કે ઉદારતા, એ સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છે. એરીસટોટલે કહ્યું છે કે ઉદારતા, એ પ્રભુના સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છે, અને તેથી તેને (પરમેશ્વરને) મહાન ઉદાર કહેવામાં આવે છે, કારણ કે તેની ઉદારતા સર્વ મોજુદ વસ્તુઓ સુધી પહોંચી છે, અને તેની સખાવતે

સર્વ પ્રાણીઓને ઘેરી લીધાં છે. ( પ્રભુએ સર્વ પ્રાણીઓ તરફ સખાવત બતાવી છે. )

—કડી—

હે વસંતઋતુના વાદળ ! ઉદ્યાન ( બાગ ) તારી કૃપાઓનો આભાર કેવી રીતે માની શકે ? કારણ કે કાંટા તથા ફૂલો તારાથી પોષાએલા છે.

સખાવત અને ઉદારતાની પ્રશંસા સાંભળીને તે રાજાની દરીઆદિલી (ઉદારતા)ની દેગ જોસમાં આવી. તેણે હુકમ ફરમાવ્યો, તેથી મહાન ખજાનાનાં દ્વાર ખુલ્લાં મૂકયાં, અને ઉચ્ચ તેમજ સામાન્ય જનતાને ઉદારતાનું આમંત્રણ આપ્યું. અજાણ્યા તેમજ શહેરીઓને પૂરો હિસ્સો મળ્યો, અને નાના મોટા સર્વને આ સાર્વજનિક બક્ષીસો પ્રાપ્ત થઈ, આખો દિવસ તે લોકોની ઇચ્છા તૃપ્ત કરવામાં રોકાયો, જ્યારે નિશાનો પટ દિવસના મુખ ઉપર ઢાંકવામાં આવ્યો ( રાત પડી ) અને જ્યારે તેણે નિરાંતનું મસ્તક આરામના ઓશીકા ઉપર મૂક્યું. ( આરામ લેવા સૂતો. ) અને જ્યારે નિદ્રાના સૈન્યે તેના મગજના ક્ષેત્રનો કબજો લીધો, ( નિદ્રાધીન થયો ) ત્યારે તેણે સ્વપ્નમાં એક વૃદ્ધ કાંતિવાન પુરૂષને જોયો, કે જેણે આવીને વિનંતિથી નમ્રતાપૂર્વક કહ્યું કે, “ આજે તેં પ્રભુને પ્રસન્ન કરવા ખાતર તારો મહાન ખજાનો વાપરી નાખ્યો છે, તેથી પ્રાતઃકાળમાં તારા ઈરાદાનો પગ ભાગ્યના પેંગડામાં મૂકજે, ( ઘોડા ઉપર સ્વારી કરજે ) અને પૂર્વ દિશામાં પ્રયાણ કરજે, કારણ કે એક કિંમતી ખજાનો, અને અઢળક ધન તારા ભાગ્યમાં છે. આવો અમૂલ્ય ખજાનો પ્રાપ્ત કરવાથી તું ઉચી પદવીએ પહોંચીશ. ”

જ્યારે રાજાએ આ શુભ સમાચાર સાંભળ્યા, ત્યારે નિદ્રામાંથી તે જાગૃત થયો, અને ભાગ્યશાળી પ્રાતઃકાળની રાહ જોતો બેઠો.

સવારમાં તે શુભ શુકન અને વિજય સાથે સ્વાર થઈને પૂર્વ દિશા તરફ જવા નીકળ્યો. જ્યારે તે વસ્તીવાળી હદ છોડી, અરણ્ય પ્રદેશમાં આવી પહોંચ્યો, ત્યારે ચારે બાજુ દ્રષ્ટિપાત કરતો હતો, અને ઇચ્છીત વસ્તુની પૂછપરછ કરતો હતો. અચાનક તેની નજર એક પર્વત ઉપર પડી, અને પર્વતની તળેટીમાં તેણે એક અંધારી ગુફા જોઈ, કે જ્યાં ઉજ્જવળ હૃદયનો મનુષ્ય તે ગુફાના મુખદ્વાર આગળ બેઠો હતો, અને અજાણ્યા માણસોની તકલીફમાંથી મુક્ત હતો. ( એકાંતવાસી હતો ). જ્યારે રાજાની દ્રષ્ટિ તેના ઉપર પડી, ત્યારે તેની પાસેથી બોધ ગ્રહણ કરવાની તેની ઇચ્છા થઈ. તે ઉજ્જવળ હૃદયના ઘરડા પુરૂષે રાજાનો હેતુ જાણી લીધો અને નમ્રતાથી બોલ્યો, “ જો કે દરવીશોની પર્ણકુટીઓ, રાજાઓના સુવર્ણજડિત મહેલોની સરખામણીમાં તુચ્છ છે, છતાં અસલ પ્રથા પ્રમાણે તેઓ એકાંતવાસીઓ (ત્યાગીઓ) તરફ કૃપાદ્રષ્ટિથી જુએ છે, અને પોતાના ચરણને તકલીફ આપીને તેઓ (રાજાઓ) ગરીબ નમ્ર પુરૂષોને પાવન કરે છે. ”

દાબશલીમ રાજાને આ દરવીશના શબ્દો પસંદ પડયા. તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, અને તેની સેવામાં હાજર થયો, અને આશીર્વાદ માગ્યા. જ્યારે રાજાએ પાછા ફરવાની ઇચ્છા બતાવી, ત્યારે દરવીશે તેની ક્ષમા યાચી.

—કડી—

મારા જેવા ભિક્ષુકના હાથથી તારા જેવા પાદશાહનું આતિથ્ય (સન્માન) થઈ શકે તેમ નથી.

પરંતુ રૂઢી પ્રમાણે મારી પાસે જે કંઈ હાજર છે, તે હું તારી સમક્ષ ભેટ તરીકે મૂકું છું.

આ ભેટ મને મારા પિતાના વારસામાંથી મળેલી છે, અને તેને

હું રાજાને અર્પણ કરૂં છું, અને તે એક ખજાનારૂપી પુસ્તક છે. તેનો મુદ્દો એ છે કે, આ ગુફાના એક ખુણામાં એક મહાન ભંડાર છે, કે જેમાં રોકડ અને જવાહીર પુષ્કળ છે. મને સંતોષરૂપી ખજાનો પ્રાપ્ત થયો છે, તેથી તેની તપાસમાં હું રોકાયો નથી. જો રાજા તેના ઉપર ધ્યાન આપે, અને પોતાના સેવકોને તેની શોધ કરવા હુકમ ફરમાવે, અને તેને રાજ્યના ખજાનામાં સામેલ કરે, અને તેનો યોગ્ય ઉપયોગ કરે, તો તે (ખજાનો) દૂર નથી. આ શબ્દો :સાંભળીને દાબશલીમે ગઇ રાત્રિએ બનેલો બનાવ દરવીશને કહી સંભળાવ્યો.

દરવીશે કહ્યું, "જો કે આ તુચ્છ વસ્તુ (ખજાનો) રાજ્યની ઉદારતાની સરખામણીમાં કંઈ વિસાતમાં નથી, પરંતુ તે એક અદશ્ય સ્થળેથી સુપ્રત થયો છે, તેથી તેનો સ્વીકાર કરવો જોઈએ."

રાજાનો હુકમ થતાં જ સર્વ નોકરો ગુફાને ખોદવામાં રોકાયા.

થોડીજવારમાં તેઓને એક ખજાનો જડયો, અને તેને રાજાની સમક્ષ હાજર કર્યો. રાજાના હુકમ પ્રમાણે સર્વ પેટીઓનાં તાળાં ખોલી નાખવામાં આવ્યાં, અને કિંમતી જવાહીર બહાર કાઢયાં. આ દરમિયાન એક રત્નજડિત પેટી દેખાઈ, કે જેના ઉપર મજબુત બંધ બાંધ્યા હતા, અને તેને પોલાદનું તાળું દીધેલું હતું. ગમે તેટલી શોધ કર્યા છતાં તેની ચાવી જડી નહિ. રાજા તે પેટીનું તાળું ખોલવા તલપાપડ થઈ ગયો, અને તે પેટીમાં શું હશે, તે જોવાની તેને સખળ ઇચ્છા થઇ, તેણે વિચાર્યું કે આ જવાહીર કરતાં વધારે અમૂલ્ય ભેટ આ પેટીમાં રાખવામાં આવી હશે. તેણે તે તાળું તોડી નાખવાનો હુકમ ફરમાવ્યો, તેમાંથી એક દાબડો નીકળ્યો, અને તેની અંદરથી એક બીજી નાની પેટી નીકળી. રાજાએ તેનું ઢાંકણુ ઉઘાડયું, અને તેમાં એક સફેદ રેશમી રેજો (કકડો) જોયો, કે જેના ઉપર સીરીઆની ભાષામાં કેટલીક પંક્તિઓ (લીટીઓ) લખેલી હતી. દાબશલીમને

નવાઈ લાગી કે, આ શું હશે? કેટલાકે કહ્યું કે તે ખજાનાના માલીકનું નામ હશે. બીજાઓએ કહ્યું કે ખજાનાના રક્ષણાર્થે લખેલું આ એક તાવીજ હશે. રાજાએ કહ્યું કે જ્યાંસુધી આ લખાણ વંચાય નહિ, ત્યાંસુધી સત્ય વસ્તુ સમજાય નહિ. તેના નોકરોમાંથી કોઈપણ આ લખાણ વાંચવા સમર્થ ન હતું. જે માણસથી આ હેતુ સરે, તેવા માણસની શોધ માટે માણસો મોકલ્યાં. તેઓ એક સુજ્ઞ પુરૂષને શોધી લાવ્યા કે જે અજાણી લીપી (ભાષા) લખવામાં અને વાંચવામાં પ્રવીણ હતો, અને તેને સિંહાસન પાસે લાવ્યા, તે સુક્ષ્મ દૃષ્ટિવાળા ડાહ્યા પુરૂષે બહુ ઉંડો વિચાર કર્યો. પછી તેણે તે લખાણ વાંચ્યું અને કહ્યું, "આ ખત (લખાણ) ઘણું ફાયદાકારક છે, અને ખરેખર આ જ ખજાનો છે." તેનું તાત્પર્ય એ છે કે "હું હોશંગ બાદશાહ આ ખજાનો દાબશલીમ નામના મહારાજાને સોંપું છું, અને પ્રભુ પ્રેરણાથી મેં જાણ્યું છે કે આ ખજાનો તેના નસીબનો થશે, અને તેથી મેં સુવર્ણ અને જવાહીરની વચ્ચે એક વસીઅતનામું મૂક્યું છે, જેથી જ્યારે તે આ ખજાનો લેશે, ત્યારે તે આ વસીઅતને વાંચશે, અને મનમાં પોતાની જાતે વિચારશે, કે સોના રૂપાથી છેતરાવું, તે સુજ્ઞપુરૂષોનું કાર્ય નથી, કારણ કે તે એક ઉછીની લીધેલી મિલ્કત સમાન છે, કે જે દરરોજ એક માણસના હાથમાંથી બીજાના હાથમાં જાય છે, અને તે કોઇની સાથે વફાદાર રહેશે નહિ."

—કડી—

દુનીઆની દોલત મેળવવાની કોણ ઇચ્છા કરે છે? તે ધન કોને વફાદાર નીવડ્યું છે કે જે આપણને પણ વફાદાર નીવડે? આ કચરાપેટીમાં (ધનમાં) વફાદારીની વાસ પણ નથી, અને આ હાડકામાં (ધનમાં) વફાદારીનું મગજ (માવો) પણ નથી.

પરંતુ આ વસીઅતનામું રાજાઓ માટે સુચનાનું સાધન છે,

અને રાજાઓને તેના વિના ચાલે જ નહિ, તે માટે ભાગ્યશાળી બાદશાહ (દાબશલીમ)ને આ વસીઅતનામા પ્રમાણે વર્તવું જરૂરી છે, અને તેણે ચોક્કસ માનવું જોઇએ, કે જે રાજા આ નીચે દર્શાવેલા ચૌદ નિયમો પ્રમાણે અમલ કરશે, તો તેના રાજ્યનો પાયો ઘણો મજબુત થશે, અને તેનો રાજ્ય અમલ (પાયો) ઘણા લાંબા કાળ સુધી ટકશે.

પ્રથમ:—રાજા, જેને ઉંચી પદવી આપે, તો તે માણસના અધિપતન (પડતી)ના બીજાના શબ્દો રાજાએ સાંભળવા નહિ, કારણ કે જે માણસ રાજાની સમીપ માનવંતો થાય છે, તેની બીજા માણસો બેશક ઇર્ષા કરે છે. અને તેની પડતીને માટે કોશિષ કરે છે. જ્યાંસુધી રાજાની તે માણસ ઉપર અવકૃપા થાય નહિ, ત્યાંસુધી તેઓ શુભેચ્છા અને શિખામણના દંભથી ભરપૂર શબ્દો બોલે છે, અને પછી પોતાનો હેતુ (સ્વાર્થ) પાર પાડે છે.

બીજું:—રાજાએ પોતાની સભામાં ચાડીઆ અને ગપ્પીદાસોને આવવાની છૂટ આપવી જોઇએ નહિ, કારણ કે તેઓ તોફાન અને લડાઈનું કારણ છે, અને તેનું પરિણામ અનિષ્ટ છે, બલ્કે આ દુર્ગુણ જો કોઇ માણસમાં જોવામાં આવે, તો સત્વર આ તોફાનના અગ્નિને તલવારરૂપી જળથી બુઝાવી નાખવો જોઈએ, જેથી તેનો ધુમાડો સૃષ્ટિના પટને અંધકારથી ઢાંકી ન દે.

ત્રીજું:—રાજાએ રાજ્યના અમીરો અને અમાત્યો (પ્રધાનો) પ્રત્યે માયાળુપણાથી વર્તવું જોઇએ. કારણ કે તેમના ઐક્ય અને સંપથી ઘણાં કઠિન કાર્યો સરળ થઈ પડે છે.

ચોથું:—રાજાએ શત્રુની નરમાશ અને ખુશામતથી ફૂલાઈ જવું નહિ, ગમે તેટલી શત્રુ ખુશામત કરે, તો પણ દીર્ઘદૃષ્ટિની રૂએ વિશ્વાસ રાખવો નહિ.

પાંચમું:—જ્યારે મનકામના સિદ્ધ થાય, ત્યારે તેને સાચવી રાખવામાં ગફલત કરવી ન જોઇએ.

છઠ્ઠું:—રાજાએ કોઈ કાર્યમાં ઉતાવળ કરવી નહિ, બલ્કે તેણે પુખ્ત વિચાર અને ધીરજ તરફ વલણ રાખવું, કારણ કે ઉતાવળમાં ઘણી હાનિ છે, અને ધીરજમાં ઘણા લાભ છે.

સાતમું:—કોઇપણ સંજોગોમાં યુક્તિની લગામ પોતાના હાથમાંથી છોડી દેવી નહિ, કારણ કે જો બધા શત્રુઓ એકત્ર થઈ મારી નાખવાનો નિશ્ચય કરે, અને જો તેને યોગ્ય લાગે કે તેમાંના એકને પોતાના પક્ષમાં લઈ પોતે આ તોફાનના વમળમાંથી મુક્ત થઈ શકે એમ છે, તો તેને યોગ્ય યુક્તિથી તેમના કાવાદાવાનો પાયો ઉખેડી નાખવો જોઇએ.

આઠમું:—કિન્નાખોર માણસોથી દૂર રહેવું જોઈએ, અને તેમની ખુશામતના શબ્દોથી છેતરાવું જોઇએ નહિ.

નવમું:—રાજાએ ક્ષમાની ટેવ પાડવી, અને નજીવા ગુન્હા માટે કોઈ સેવકને ઠપકો આપવો નહિ. જો તેને તેના (રાજાના) હજુરી-આઓમાંથી કોઈનો અપરાધ માલુમ પડે, અને રાજાની ક્ષમાથી તેને પુષ્ટિ મળે, તો પુનઃ તેમને તેની પોતાની કૃપાનાં ઝરણાંથી સંતોષવા જોઈએ, કે જેથી તેઓ હેરાનગતિના વમળમાંથી ઉગરી શકે

દશમું:—તેણે (રાજાએ) કોઈ પણ માણસને ઈજા કરવા પ્રયાસ કરવો નહિ, કે જેથી તેના બદલામાં બીજો કોઈ તેને હાનિ પહોંચાડે નહિ.

અગીઆરમું:—તેણે (રાજાએ) માણસોને એવું કામ ન સોંપવું કે જે તેમને માટે યોગ્ય ન હોય, કારણ કે ઘણા માણસો પોતાનું કામ પડતું મૂકે છે, અને બીજાનું કામ કરવામાં મશગુલ થાય

છે, તેથી કામ અધુરૂં રહે છે, એટલું જ નહિ, પરંતુ પોતાના કામમાંથી પણ અલગ રહે છે.

બારમું:—સહનશક્તિ અને દ્રઢતાના આભૂષણુથી પોતાની સ્થિતિને શણગારવી જોઈએ.

તેરમું:—રાજાએ પ્રમાણિક અને વિશ્વાસુ સેવકો મેળવવા જોઈએ, અને અપ્રમાણિક સેવકોથી દૂર રહેવું જોઈએ, કારણ કે જો દરબારના સેવકો પ્રમાણિક હોય તો, રાજાના ગુપ્તભેદ સુરક્ષિત રહે, અને પ્રજા પણ તેમના જુલ્મમાંથી સહીસલામત રહે. જો રાજા અપ્રમાણિક માણસોના શબ્દો ઉપર વિશ્વાસ રાખે, તો સંભવિત છે કે નિર્દોષ માણસો નાશના વમળમાં પડે, અને અનિષ્ટ પરિણામ નીપજે.

ચૌદમું:—દુનીઆની આફતો અને સમયના પરિવર્તનથી તેની ઉદારતાના પાલવ ઉપર શોકની ધૂળ પડવા દેવી જોઈએ નહિ. (ઉદારતા ગુમાવવી નહિ.)

આ દરેક ચૌદ બોધવચનોને માટે એક એક સુંદર ઉદાહરણ છે, અને જો રાજા તે બધી વાર્તાઓ વિગતવાર જાણવા માગતો હોય તો તેણે સરાનદ્વીપ ( સિંહલદ્વીપ ) ના પર્વત, કે જ્યાં આદમસફીનાં પગલાં છે, ત્યાં જવું જોઇએ, કારણ કે આ મુશ્કેલીનો ઉકેલ ત્યાંજ થશે, અને તેની ઇચ્છિત વસ્તુ તેને ત્યાં પ્રાપ્ત થશે. જ્યારે તે સુજ્ઞ પુરૂષે આ બીના સંપૂર્ણ વાંચી સંભળાવી, ત્યારે દાબશલીમે તેને આવકાર આપ્યો, અને તે તત્વજ્ઞાનના લખાણને ચુંબન કર્યા. પછી તેણે તેને પોતાના રાજ્યના હાથના તાવીજ તરીકે ગણ્યું. (તે પ્રમાણે રાજ્યતંત્ર કરવા લાગ્યો.) તેણે કહ્યું કે; ખરેખર તેઓએ એક ખજાનો બતાવ્યો છે, આ ખજાનો ડહાપણનો છે, તે કંઈ સોનું અને જવાહીરનો નથી, અને પ્રભુકૃપાથી મને એટલી બધી દુન્યવી મિલ્કત

મળી છે, કે આના કરતાં મારે વધારે મિલ્કતની જરૂર નથી, અને ઉદારતાની દ્રષ્ટિએ આ જે કંઈ તુચ્છ ખજાનો પ્રાપ્ત થયો છે, તેને ના મળ્યા સમાન ગણું છું. મારે આ બોધવચનના પુસ્તક માટે આભાર માનવો જોઈએ, કારણ કે ખરેખર તે એક ખજાનો છે, અને આ દાટેલા ખજાનામાંથી મને જે કંઈ હાથ લાગ્યું છે, તે મારે હકદાર લાયક માણસોને આપવું જોઇએ જેથી તેનો સારો બદલો ( પુન્ય ) હોશંગના આત્માને મળે, અને આપણને પણ તેનો લાભ મળે. રાજ્યના નોકરોએ ટુંક સમયમાં આ કાર્ય પરિપૂર્ણ કર્યું. અને રાજા રાજધાનીએ પાછો ફર્યો, અને હંમેશાં સિંહલદ્વીપ તરફ મુસાફરી કરવાના વિચારમાં રહેતો, જેથી તે પોતાનો હેતુ સફળ કરે, અને આ બોધદાયક પુસ્તકની વિગતથી વાકેફ થઇને તેને અનુસરીને પોતાનો રાજ્યકારભાર ચલાવે, અને રાજ્યનો પાયો તે ઉપર રચે.

પુખ્ત વિચાર કર્યા પછી તેના પ્રધાનમંડળમાંથી બે સુજ્ઞ અમાત્યોને પોતાની સમક્ષ બોલાવ્યા. રાજાએ કહ્યું, “હોશંગ બાદશાહે જે ખજાનાનો સંગ્રહ કર્યો હતો, તે સર્વ મેં પ્રભુને લેખે ગરીબ, નિરાધાર, અને લાયક માણસોમાં વહેંચી નાખ્યો છે, અને મેં સિંહલદ્વીપ તરફ મુસાફરીએ જવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. મેં હંમેશાં રાજ્યનાં અગત્યનાં કાર્યોનો પાયો તમારા સત્ય માર્ગદર્શક અભિપ્રાય ઉપર રચ્યો છે.આ બાબતમાં પણ તમારે મને યોગ્ય સલાહ આપવી જોઇએ.” પ્રધાનોએ જવાબ આપ્યો કે આનો ઉત્તર તાત્કાલિક આપી શકાય નહિ,કારણકે, વિચાર વિનાની વાણી, એ તોલ્યા વિનાના સુવર્ણ સમાન છે.

બીજે દિવસે પુખ્ત વિચાર કરીને તેઓ દરબારમાં ગયા.મુખ્ય પ્રધાને કહ્યું, “જો કે આ સફર કરવામાં લાભ થવાનો સંભવ છે, પણ તેમાં ઘણી હાડમારીઓ અને મુશીબતો સમાએલી છે, અને તેમાં આરામ અને નિશ્ચિતપણાને તિલાંજલી આપવી પડશે, અને અનેક જોખમો

એડવાં પડશે. ડાહ્યા માણસે સુખને કાજે દુઃખ વહોરી લેવું ન જોઈએ, અને રોકડ નાણાને બદલે ઉધાર સોદો ન કરવો જોઈએ, જેથી એક કબુતરના જેવી તેની દશા થાય નહિ. રાજાએ કહ્યું, કે તે કેવી રીતે બન્યું ?

## —બે કબુતરની વાર્તા—

વજીરે કહ્યું, "મેં સાંભળ્યું છે કે એક માળામાં બે કબુતર સાથે રહેતાં હતાં, એકનું નામ "બાઝન્દા" હતું અને બીજાનું નામ "નવાઝન્દા" હતું. જમાનો તે બંન્નેની ગાઢ મૈત્રીની ઈર્ષા કરતો હતો. બાઝન્દાને મુસાફરી કરવાનો વિચાર થયો. તેણે પોતાના મિત્રને કહ્યું કે કયાં સુધી આપણે એકજ માળામાં રહીશું ? મારી ઈચ્છા થોડાક દિવસ સૃષ્ટિપર્યટન કરવાની છે, કારણકે દેશાટનમાં ઘણી અજાયબીઓ અને અસંખ્ય અનુભવો જાણવાના મળે છે. જ્યાં સુધી શમશીરને મ્યાનમાંથી બહાર કાઢવામાં ન આવે, ત્યાં સુધી વીરોના રણસંગ્રામમાં તે રક્તમુખી થતી નથી, અને જ્યાં સુધી કલમ ઉંધે મસ્તકે મુસાફરી કરે નહિ, ત્યાં સુધી તે ઇચ્છીત હેતુનું ચિત્ર આલેખી શકે નહિ. સફરને લીધે આકાશ સૌથી ઉંચું છે, અને સ્થિરતા ને લીધે જમીન (પૃથ્વી) પગ તળે કચરાય છે.

## —કડી—

જો વૃક્ષ એક સ્થળેથી બીજે સ્થળે ગતિમાન થતું હોત, તો તેને કરવત અને કુહાડાના ઘા સહન કરવા ન પડત.

નવાઝન્દાએ કહ્યું કે, "ઓ જીગરજાન મિત્ર ! તેં દેશાટનની હાડમારીઓ વેઠી નથી, અને વિદેશ ગમનની મુશીબતો અનુભવી નથી." બાઝન્દાએ કહ્યું, "જો કે સફરનાં દુઃખ દિલને દુભાવે છે, છતાં દુનીઆની સહેલ આત્માને પ્રફૂલ્લિત કરે છે. અને જ્યારે માણસની

પ્રકૃત્તિ મુસાફરીથી ટેવાઈ જાય છે, અને જ્યારે તે સૃષ્ટિનાં સૌંદર્યો (અજાયબીઓ) નિહાળે છે, ત્યારે તેને જરાપણ દુઃખ માલુમ પડતું નથી." નવાઝન્દાએ કહ્યું, "હે વહાલા મિત્ર! દિલોજાન અને વિશ્વાસુ મિત્રોની સોબતમાં સૃષ્ટિની સહેલ અને દર્શન અતિ આનંદદાયક થઇ પડે છે. જ્યારે કોઈ માણસ જીગરજાન મિત્રના દર્શનથી વિમુખ રહે, ત્યારે આ બધી વસ્તુઓ નિહાળવાથી તેને શું આશ્વાસન મળશે? હું જાણું છું કે મિત્રોના વિરહની વેદના સર્વ વેદનાઓથી અધિક છે, અને અત્યારે અહીંઆં સ્થળ અને ખોરાક પૂરતો છે, તો સંતોષ માનીને અહીં આનંદથી રહો, અને તમારા ઈરાદાની લગામને લોભના હાથમાં સોંપો નહિ. (લોભ કરો નહિ.)

—કડી—

શાંતિનો પાલવ પકડ, અને નિશ્ચિંત થા, કારણ કે કાળચક્રે (જમાનાએ) કુસંપના પાષાણને પોતાની બાંયમાં સંતાડી રાખ્યો છે.

બાઝન્દાએ કહ્યું, "હે સમય પ્રેમી મિત્ર! હવે પછી વિરહની વાત કરીશ નહિ, કારણ કે જીગરજાન મિત્રો દુનીઆમાં કંઈ ઓછા નથી, જો અહીંઆંથી હું સંબંધ તોડીને બીજે જાઉં, તો ટુંક સમયમાં હું બીજા દિલોજાન મિત્રોની સોબત મેળવી શકું, અને તેં પોતેજ સાંભળ્યું છે કે,

—કડી—

કોઈપણ ભૂમિમાં (પ્રદેશમાં) કોઈપણ મિત્રને તારૂં દિલ આપીશ નહિ, કારણ કે સ્થળ અને જળ (દરીઓ) વિશાળ છે, અને મનુષ્યો અગણિત છે.

હું વિનંતિ કરૂં છું કે હવે સફરની હાડમારીઓનાં પોથાં મારી આગળ વાંચીશ નહિ, કારણ કે દેશાટન મનુષ્યને પરિપક્વ બનાવે છે.

—અર્ધ શ્લોક—

કાચા માણસને પાકો થવા માટે ઘણી મુસાફરીઓની જરૂર છે.

નવાઝન્દાએ કહ્યું, "હે વ્હાલા મિત્ર ! અત્યારે તું ઘણા જુના મિત્રોની સંગત ત્યજવા, અને નવા મિત્રોની સોબત કરવા તૈયાર થયો છે, તો પછી મારા શબ્દોની તારા ઉપર શી અસર થવાની છે? પરંતુ મહાપુરૂષોએ કહ્યું છે કે:—

—કડી—

જે માણસ શુભેચ્છક મિત્રોના શબ્દો સાંભળતો નથી. તે માણસ શત્રુઓની ઇચ્છા પ્રમાણે ઘણી વાર વર્તે છે.

આટલેથી વાત પડતી મૂકીને તેઓએ પરસ્પર વિદાયગીરી લીધી, બાઝન્દા પોતાના મિત્ર પ્રત્યેનો પ્રેમ ત્યજીને, પર્વતો અને જંગલોમાં ઉડવા લાગ્યો, અને ઉદ્યાન અને હરિયાળા મેદાનમાં વિચરવા લાગ્યો. એટલામાં તેણે એક ઉંચા પર્વતની તળેટીમાં એક લિલોતરીવાળી જમીન જોઈ, કે જે ફૂલો અને લીલા ઘાસથી સુશોભિત, અને વરસાદના જળથી ભીની અને લીલીછમ, બનેલી હતી. બાઝન્દાને તે સ્થળ ઘણું રમ્ય લાગ્યું. સંધ્યાકાળ પડવાની તૈયારી હતી તેથી તેણે તેની મુસાફરીનો સામાન ત્યાં જ ઉતાર્યો. (વાસો કર્યો) તેણે એક પળવાર થાક ખાધો ન હતો, એટલામાં તો વાદળ, કડાકા, વિજળી, અને વરસાદ પુષ્કળ જોશથી થવા લાગ્યાં. આ વખતે બાઝન્દાને વરસાદ અને કરામાંથી બચવાને આશ્રયસ્થાન ન હતું, ઘડીકમાં તે ઝાડની ડાળીમાં સંતાતો હતો, અને ઘડીકમાં વૃક્ષના પાંદડા તળે આશ્રય લેતો હતો. ટુંકમાં હજારો મુસીબતોમાં તેણે રાત્રિ પસાર કરી. જ્યારે તેણે ફરીથી ઉડવાનું શરૂ કર્યું, ત્યારે તેણે વિચાર કર્યો કે હું મારા જુના માળાએ

પાછો ફરૂં, કે નિશ્ચય કર્યા મુજબ થોડાક દિવસ સહેલ કરવા જાઉં ? તે દરમિયાન ઝડપી પાંખો અને ખુની પંજાવાળા શકરાબાજે બાઝન્દાનો શિકાર કરવાનો ઇરાદો કર્યો, જ્યારે એ બિચારા કબુતરની નજર બાજ ઉપર પડી, ત્યારે તેના હૃદયમાં ફાળ પડી અને તેનો જીવ તડફડવા લાગ્યો. તેને પોતાની ભૂલભરેલી માન્યતા માટે પશ્ચાતાપ થયો અને મનમાં નિશ્ચય કર્યો, કે જો હું આ આફતમાંથી ઉગરી જાઉં, તો હું કદી મુસાફરીનો વિચાર સરખો પણ નહિ કરૂં અને જીગરજાન મિત્રની સંગતને દુર્લભ વસ્તુ ગણું.

તેની સાચી દાનતને લીધે, તેની મુશ્કેલીનો ઉકેલ થઈ ગયો. એક ઝડપી પાંખવાળું ગરૂડ પક્ષી બીજી બાજુએથી આવી પહોંચ્યું, અને આ કબુતરને બાજપક્ષીની સમીપમાંથી ( તરાપમાંથી ) ઝુંટવી લેવાનું ધાર્યું. જો કે બાજ પક્ષી ગરૂડ પક્ષીની સરખામણીમાં કંઈ વિસાતમાં ન હતું, તો પણ તેણે પોતાનું અપમાન થયેલું જોઈ તેની સાથે યુદ્ધ આદર્યું. જ્યારે આ બંન્ને પક્ષીઓ સામસામા પંજા લડાવતા હતા, તે દરમિયાન આ તકનો લાભ લઇને બાઝન્દા એક શિલા (પત્થર) નીચે સંતાઈ ગયું, અને એક સાંકડા દરમાં ભરાઈ બેઠું. તેણે બીજી રાત્રિ પણ ત્યાંજ ગાળી. જ્યારે સૂર્યોદય થયો, ત્યારે જો કે બાઝન્દામાં ઉડવાની તાકાત રહી ન હતી, તો પણ તેણે પાંખો ફફડાવીને ઉડવા માંડયું. તે બીકનું માર્યું ડાબી તેમજ જમણી તરફ જોતું હતું, અને આગળ પાછળ (ચારે બાજુએ) કાળજી રાખીને પોતાને માર્ગે વિચરતું હતું. એટલામાં તેણે એક કબુતરને જોયું કે જેની આગળ થોડાક દાણા વેરેલા હતા, જેનાથી હજારો તરફટ ઉભા થયા હતા.

બાઝન્દા ભૂખ્યું થયું હતું, તેથી તે પોતાના જાતભાઈને જોઇને તેની પાસે ગયું, અને તેણે એક પણ દાણો ખાધો ન હતો, એટલામાં

તો તે જાળમાં સપડાયું. બાઝન્દાએ તે કબુતરને ઠપકો દેવા માંડયો, કે ઓ ભાઈ, આપણે બંન્ને એકજ જાતના છીએ, અને મારી આવી પરિસ્થિતિનું કારણ તુંજ છે. તેં મને આ બાબતની કેમ અગમ ચેતી આપી નહિ? અને ઉદારતાની શરત તેં કેમ બજાવી નહિ? નહિ તો હું આ બલામાં પડત નહિ.

કબુતરે કહ્યું, "આ બધી વાત જવા દે, કારણકે ભાગ્ય સામે પ્રયાસ નિષ્ફળ છે." બાઝન્દાએ કહ્યું, "તું મને કોઈ મુક્તિનો માર્ગ બતાવી શકે છે? અને ઉપકારની સાંકળ મારા ગળામાં નાખી શકે છે?"

કબુતરે કહ્યું, "ઓ મુર્ખ, જો મને આ યુક્તિની માહિતી હોત, તો હું મારી જાતનેજ આ બંધનોમાંથી મુક્ત કરત, અને બીજાઓની ગીરફતારીનું કારણ થઈ પડત નહિ. તારી બીના એક ઉંટના બચ્ચાને મળતી આવે છે, કે જે રસ્તામાં ઘણું થાકી ગયું, અને તેની માને રડતાં રડતાં કહેવા લાગ્યું, કે ઓ નિર્દય મા? થોડી વાર બેસ, કે જેથી આપણે થોડીક વાર આરામ લઈએ. તેની માએ કહ્યું કે તને ખબર નથી કે મારી નકીલ (નાકનું દોરડું) બીજાના હાથમાં છે. જો દોરડાનો છેડો મારા હાથમાં હોત, તો મેં મારી પીઠને કયારનીએ ભારથી અને પગને ગતિમાંથી મુક્ત કર્યા હોત.

જ્યારે બાઝન્દા નિરાશ થયું, ત્યારે તેણે ખૂબ જોસથી તડફડવા માંડયું, અને ખૂબ જોરથી ઉડવાનો પ્રયાસ કર્યો. જાળનું દોરડું ઘસાઈ ગએલું હતું, તેથી તે તૂટી ગયું. તેથી બાઝન્દા ઉડીને પોતાના વતન (માળા) તરફ જવા ઉપડયું. ઉડતાં ઉડતાં તે એક ગામડે આવી પહોંચ્યું, અને ખેતરની સમીપ આવેલી એક ભીંતના ખૂણામાં આશ્રય લેવા બેઠું. ખેડુતનો છોકરો કે જે તે ખેતરનો રખવાળ હતો, તે ત્યાં રખડતો હતો. જ્યારે તેણે કબુતરને જોયું, ત્યારે તેણે એક બાણ કબુતર તરફ ફેંકયું. આ બાણ તે બિચારા દુ:ખી કબુતરની પાંખમાં

વાગ્યું, અને દિવાલની બાજુમાં આવેલા એક કુવામાં તે અતિશય બીકનું માર્યું ઉંધે મસ્તકે જઈ પડયું. જ્યારે તે ખેડુતના છોકરાએ કબુતરને કુવામાં પડતું જોયું, ત્યારે તે ઘણો નિરાશ થયો.

બાઝન્દા દુઃખી હૃદયે અને તૂટેલી પાંખોએ દિવસ અને રાત્રિ સાંકડા કુવામાં પડી રહ્યું, બીજે દિવસે ઘણી મુસીબતે પડતાં આખડતાં પોતાના માળા નજીક આવી પહોંચ્યું. નવાઝન્દાએ પોતાના પ્રિયમિત્રની પાંખોનો અવાજ સાંભળ્યો, અને તેનું સ્વાગત કરવા માટે તે માળામાંથી બહાર આવ્યું. બાઝન્દાને અશક્ત અને દુર્બળ થયેલું જોઇને તે બોલ્યું, "ઓ વ્હાલા મિત્ર! તું કયાં ગયું હતું? અને તારી સ્થિતિ કેમ હતી? બાઝન્દાએ જવાબ આપ્યો કે હું શું કહું કે મેં કેટલાં સંકટો વેઠયાં છે? અને કેટલાં જોખમો ખેડયાં છે?

ટૂંક સાર એ છે કે મારા સાંભળવામાં આવ્યું હતું, કે મુસાફરીથી અનુભવ પ્રાપ્ત થાય છે, મને એવો અનુભવ થયો છે કે હવે પછીથી હું જીવન પર્યંત મુસાફરીનું નામ પણ ન લઉં, અને હું મારી મરજી પ્રમાણે તારાથી કદી જુદું પડું નહિ.

મેં આ વાર્તા એટલા માટે કહી કે રાજા આવી લાંબી મુસાફરીનો વિચાર માંડી વાળે, અને આવી મુસીબતો ન વેઠે, દાબશલીમે કહ્યું, "હે બોધઆપનાર વજીર! જો કે સફરમાં ઘણી હાડમારીઓ તો છેજ, છતાં તેના લાભ પણ અનંત છે, અને મુસાફરીથી સંપૂર્ણ પ્રગતિ પ્રાપ્ત કરાય છે. તું જોતો નથી કે શેતરંજની રમતમાં એક પ્યાદું, કાં તો બાહ્ય દેખાવથી અગર ખરી રીતે, છ ઘર (ચોકડી) વટાવીને ફરઝીન (રાણી અગર પ્રધાન)ની જગાએ પહોંચે છે? અને બીજનો ચંદ્ર ચૌદ રાત્રિ મુસાફરી કર્યા પછી પૂર્ણિમાનો ચંદ્ર બને છે? જો કોઈ માણસ પોતાના વતનના ખૂણામાં ભરાઈ બેસી રહે, અને બહાર ન નીકળે, તો તે દુનીઆની અજાયબીઓથી વાંચ્છિત

રહે, અને મહાન પુરૂષોની સેવાના લાભથી વિમુખ રહે છે. બાજ પક્ષી રાજાના હાથ ઉપર બિરાજે છે, તેનું કારણ એ જ છે કે તે માળામાં કદી પડી રહેતું નથી. તું જો, કે પાણી જો એકજ સ્થળે ભરાઈ રહે, તો તેનો રંગ અને વાસ કેવાં થાય છે? અને જો તે શિકારી બાજ પક્ષી કે જે સમડીનાં બચ્ચાં સાથે ઉછર્યું હતું, તે જો માળામાં ભરાઈ રહ્યું હોત અને હવામાં ઉડયું ન હોત, તો તે રાજાની કેળવણીથી માનવંતુ થયું ન હોત. વજીરે પૂછ્યું, કે આ બાબત કેવી રીતે બની?

રાયદાબશલીમે કહ્યું, “મેં સાંભળ્યું છે કે તીવ્ર ગતિ વાળાં બે બાજ પક્ષીઓને એક બીજા સાથે ગાઢ મૈત્રી હતી, અને તેમનો માળો એક પર્વતની ટોચ ઉપર હતો. તેઓ તે સ્થળે નિશ્ચિંત પણે જીવન ગાળતાં હતાં, થોડાક સમય પછી તેમને એક બચ્ચું થયું. તે બચ્ચા પ્રત્યેના પ્રેમને લીધે તેઓ બંન્ને ખોરાકની શોધમાં જતાં અને તેને માટે દરેક જાતની ખાદ્ય વસ્તુઓ લાવતાં, તેથી ટુંક સમયમાં તે મોટું થયું. એક દિવસે તેને એકલું મૂકીને તેઓ એક સ્થળે ગયાં હતાં અને તેમને પાછા ફરતાં વિલંબ થયો. તે બાજ પક્ષીનું બચ્ચું ઘણું ભૂખ્યું થયું હતું, તેથી તે આમ તેમ હાલવા ચાલવા લાગ્યું, અને છેવટે તે માળાની કોર નજીક આવી પહોંચ્યું. એકાએક તે ત્યાંથી પડી ગયું અને પર્વતના ઢોળાવ ઉપર ગડબડવા લાગ્યું. દૈવયોગે તેજ પળે એક સમડી પોતાનાં બચ્ચાંઓને માટે ખોરાક શોધવા નીકળી હતી, અને તે પર્વતના મધ્યમાં કોઈ શિકારની રાહ જોતી બેઠી હતી. તેની નજર તે બાજ પક્ષીના બચ્ચા ઉપર પડી કે જે ઉંચાણમાંથી નીચે પડતું હતું. તેણે ધાર્યું કે સમડીના પંજામાંથી છૂટેલો આ એક ઉંદર હશે, તેથી વિચાર કર્યા વિના તેના ઉપર તરાપ મારી અને તે બચ્ચું જમીન ઉપર પડે, તે પહેલાં તો તેને પકડીને પોતાના માળામાં

લઈ ગઈ. તેના પંજા અને ચાંચને બારિકીથી નિહાળતાં તેને માલુમ પડયું કે આ કોઈ હિંસક (શિકારી) પક્ષીનું બચ્ચું છે પરંતુ સમજાતિત્વને લીધે તેના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયો, અને પોતાની જાતને કહ્યું, કે હું પ્રભુનો પાડ માનું છું કે મારા લીધે તેનો જીવ ઉગર્યો. જો હું તે સ્થળે હાજર ન હોત, તો આ નાનકડું પક્ષી પર્વતની ઉંચાઈએથી નીચે પડી જાત, અને તેનાં હાડકાં પત્થર ઉપર ચૂરેચૂરા થઈ જાત, અને વિનાશના પવનમાં ઉડી જાત. (મરણ પામત.) જો પ્રભુનો એવો જ હુકમ હતો કે મારે તેના જીવનનું નિમિત્ત થવું, તો ઉચિત છે કે તે બચ્ચુ મારાં પોતાનાં બચ્ચાંઓની સાથે ઊછરે અને કેળવાય, ખરેખર, મારે તેને મારા પોતાના બચ્ચા સમાન ગણવું જોઇએ. સમડી તેના ભરણ પોષણમાં રોકાઈ, અને તેના તરફ માતૃવાત્સલ્ય બતાવવા લાગી. છેવટે તે બાજનું બચ્ચું મોટું થયું અને તેનો જાતિ સ્વભાવ બતાવવા લાગ્યું. જો કે તે પોતાને સમડીનાં બચ્ચાંઓમાંનું એક ગણતું હતું, છતાં પણ પોતાનું રૂપ અને સ્થિતિ તેમનાથી જુદા જ પ્રકારનાં જોતું હતું, અને તે ગુંચવાતું હતું કે જો હું તેમની જાતનું ન હોઉં, તો તેમના માળામાં ક્યાંથી હોઉં? અને જો હું આજ કુટુંબનું હોઉં, તો પછી મારૂં રૂપ તેમના જેવું કેમ નથી? એક દિવસે સમડીએ બાજના બચ્ચાને કહ્યું કે ઓ વ્હાલા પુત્ર! હું તને બહુ શોકાતુર જોઉં છું. તારા શોકનું શું કારણ છે? જો તારે કંઈ ઇચ્છા હોય, તો મને તે કહે, જેથી તારી ઇચ્છા પૂર્ણ કરવા હું પ્રયાસ કરૂં. બાજના બચ્ચાએ કહ્યું કે હું પણ મારામાં શોકનાં ચિન્હો જોઉં છું, પરંતુ મને તેનું ખરૂં કારણ સમજાતું નથી, અને જો હું તે જાણતો હોઉં. તો પણ તે કહી શકતું નથી. જો મને રજા મળે, તો થોડાક દિવસ દુનીઆમાં ભ્રમણ કરી આવું, જેથી મારી દીલગીરીની ધુળ સાફ થઈ જાય, અને તેમાંજ મારૂં શ્રેય સમાએલું છે, એમ મને ભાસે છે, જ્યારે હું દુનીઆની વિલક્ષણ વસ્તુઓ જોઇશ, ત્યારે કદાચ મને આનંદ પ્રાપ્ત થશે.

જ્યારે સમડીએ આ છૂટા પડવાના શબ્દો સાંભળ્યા, ત્યારે તેને ઘણો આઘાત થયો, અને તે બૂમ પાડી ઉઠી, કે હે પુત્ર? તેં આ શો વિચાર કર્યો છે? સફરની તો વાત જ ન કરીશ, કારણ કે સફર એ મનુષ્ય ભક્ષક સમુદ્ર છે અને મનુષ્ય આકર્ષક નાગ છે. સામાન્ય રીતે મનુષ્યો જીવનનાં સાધનો પ્રાપ્ત કરવા માટે, અગર પોતાની માતૃભૂમિમાં રહેવું મુશ્કેલ લાગવાથી, મુસાફરીએ જાય છે, તારે તો એમાંથી એકે વાત નથી, તારે તો નિશ્ચિંતપણાનો ખૂણો અને સંતોષની સામગ્રી છે, વિશેષમાં તું બીજાં બચ્ચાંઓ ઉપર સરસાઈ ભોગવે છે, અને તારી ગરદન ઉપર મોટાઈ મૂકેલી છે, આમ છતાં તારે મુસાફરીનાં કષ્ટો વહોરવાં, અને ઘરમાં મળતા આરામનો ત્યાગ કરવો તે ડહાપણથી વિરૂદ્ધ છે.

બાજે કહ્યું, " જે કંઈ તેં કહ્યું, તે તારી સંપૂર્ણ કૃપા છે. પરંતુ હું ગમે તેટલો વિચાર કરૂં, તો પણ આ ઘરનો ખૂણો અને સામગ્રી મારી સ્થિતિને માટે પૂરતાં નથી, અને મારા મનમાં એવા વિચારો થાય છે, કે જેને હું વાણી દ્વારા વ્યક્ત કરી શકું તેમ નથી." સમડીએ જાણ્યું કે મહાન પુરૂષોના કહેવા પ્રમાણે " દરેક વસ્તુ પોતાની જાત ઉપર જાય છે." તે ખરેખર અહીં વિદીત થાય છે.

તેણે આ વાત બાજુએ મૂકી, અને કહ્યું, " હું જે કહું છું, તે સંતોષ વિષે છે, અને તું જે કહે છે તે લોભ વિષે છે. લોભી હંમેશાં નિરાશ રહે છે, જ્યાં સુધી માણસ સંતોષ ન માને, ત્યાં સુધી સુખી થાય નહિ, અને જ્યારે તું સંતોષના સુખનો આભાર માનતું નથી, અને નિશ્ચિતપણાની દોલતની કદર સમજતું નથી, ત્યારે મને ભય રહે છે કે તારી સ્થિતિ એક લોભી બિલાડીના જેવી થશે."
બાજે પૂછયું કે તે કેવી રીતે?

## —વાર્તા—

સમડીએ કહ્યું કે પુરાતન સમયમાં એક ગરીબ ડોસી હતી. તેને એક અંધારી અને સાંકડી ઝુંપડી હતી. તેની સાથે એક બિલાડી રહેતી હતી, કે જેણે રોટલીનાં દર્શન કર્યા ન હતાં, અને માંસની વાસ પણ લીધી ન હતી. જો એકાએક એકાદ ઉંદર તેના પંજામાં આવી પડતો, તો તેનો ચહેરો આનંદથી છવાઈ જતો, અને અઠવાડીઆ સુધી તે ઉંદર ઉપર જ ગુજરાન ચલાવતી હતી. એક દિવસે વખાની મારી મહા મહેનતે એક અગાશી ઉપર ગઈ, ત્યાં તેણે એક બીજી બિલાડી જોઈ કે જે પાડોશીની અગાશીમાં દમામથી ચાલતી હતી, અને અતિશય જાડી હોવાને લીધે તે મંદ ગતિએ જતી હતી. જ્યારે આ ડોસીની બિલાડીએ પોતાની જાતની બીજી જાડી અને રૂષ્ટ પુષ્ટ શરીરવાળી બિલાડી જોઈ, ત્યારે તે અચંબો પામી, અને બોલી ઉઠી કે આટલી બધી સુંદરતા તું કયાંથી લઈ આવી? અને આ બળ અને ભવ્યતા તને ક્યાંથી મળ્યાં? પાડોશીની બિલાડીએ જવાબ આપ્યો, કે હું બાદશાહનું વધેલું ઘટેલું ખાનાર છું. દરરોજ સવારે હું બાદશાહના દરબારના દરવાજા આગળ હાજર થઉં છું, અને જ્યારે તેઓ ખાણાનાં ભાણાં પીરસે છે, ત્યારે હિંમત અને બહાદુરીથી ચરબીવાળા માંસમાંથી અને મેંદાની પુરીઓમાંથી થોડાક કોળીઆ (ટુકડા) તફડાવી લઉં છું, અને બીજા દિવસ સુધી આરામથી રહું છું. ડોસીની બિલાડીએ પૂછયું કે ચરબીવાળું માંસ કેવું હોય છે? અને મેંદાની પુરીઓનો સ્વાદ કેવો હોય છે? કારણ કે મારા જીવન દરમિયાન મેં ઘરડી ડોસીના સેરવા અને ઉંદરના માંસ સિવાય બીજું કંઈ જોયું નથી, તેમ ચાખ્યું પણ નથી. પાડોશીની બિલાડી હસી અને બોલી, "આજ કારણથી તું કરોળીઆ જેવી

દુબળી દેખાય છે, અને અમને તારી આવી શિકલ જોઈને ઘણી શરમ આવે છે.

—કડી—

તારે તો માત્ર બિલાડીના કાન અને પૂંછડી જ છે, તે સિવાય તું કરોળીઆને મળતી જ છે.

જો તું બાદશાહી દરબાર જુએ અને તે ખોરાકની તું વાસ લે, તો માને ખાત્રી છે કે તું નવજીવન પ્રાપ્ત કરી શકે. ડોસીની બિલાડીએ કહ્યું કે જો તું મને તારી સાથે એકવાર ત્યાં લઈ જઈને પાડોશીની ફરજ બજાવે, તો તેમાં શું વાંધો ? કદાચ તારી મહેરબાનીથી હું કાંઈક થોડોક ખોરાક પામીશ, પાડોશીની બિલાડીનું હૃદય તેના આક્રંદથી પીગળ્યું અને વચન આપ્યું કે તને લીધા સિવાય હવે હું નહિ જાઉં. ડોસીની બિલાડીને આ શુભ વચન સાંભળીને નવજીવનનો અનુભવ થયો, અને અગાશીમાંથી ઉતરીને ડોસીને આ બનાવથી વાકેફ કરી. ડોસીએ તેને શિખામણ દીધી. કે, ઓ વ્હાલી બેન ! આ દુનીઆના લોકોના શબ્દોથી ઠગાઈશ નહિ, અને સંતોષનો ખૂણો ત્યજીશ નહિ, કારણ કે લોભની આંખ કબરની ધૂળ સિવાય ભરાતી નથી. ( તૃષ્ણાનો અંત મરણ પર્યંત આવતો નથી. ) તે બિલાડીના મગજમાં બાદશાહી ખાણાની લાલસાની ધુન એટલી બધી વ્યાપી હતી કે ડોસીની શિખામણ તેને ગળે ઊતરી નહિ.

ટુંકમાં બીજે દિવસે પાડોશીની બિલાડીના કોલ (વચન) મુજબ તે લથડીઆં ખાતી ખાતી પાદશાહના દરબારે જઈ પહોંચી. તે બિચારી બિલાડી ત્યાં પહોંચે, તે પહેલાં તો તેનું દુર્ભાગ્ય ત્યાં ખડું જ હતું, કારણ કે આગલે દિવસે જ્યારે બિલાડીઓ ત્યાં એકઠી થઈ

હતી, અને વિનયની હદ ઓળંગી ગઈ હતી. અને તેઓએ બૂમો અને ઘોંઘાટથી લોકોને એટલા બધા હેરાન કર્યા હતા કે રાજાએ હુકમ ફરમાવ્યો, "બાણાવાળીઓની એક ટુકડી એવી રીતે છૂપાઈને બેસે, કે જે બિલાડી આવે, તેને તીરથી વીંધી નાખે." આ ડોસીની બિલાડી આ બીનાથી અજાણ હતી, અને જ્યારે ખાણાની સુવાસ તેને આવી કે તરતજ તે ભાનભૂલીને એકદમ આગળ વધી દોડતાની સાથે જ તેને હૃદય વેધક બાણ વાગ્યું.

—કડી—

તેના હાડકામાંથી રૂધિર (લોહી) વહેતું હતું, અને જીવ લઈને નાસતાં નાસતાં તે આમ બોલતી હતી કે, "જો હું આ બાણાવળીના હાથમાંથી ઉગરી જાઉં, તો હું ઉંદર, અને ડોસીની ઝુંપડીથી સંતોષ માનું. (માનીશ)

આ વાત કહેવાનો મારો હેતુ એ છે કે તું પણ મારા માળાને દુર્લભ વસ્તુ ગણે, અને જે કંઈ કોળીઓ તને મળે છે, તેની તું કિંમત જાણે, અને વિશેષ મેળવવાની લાલસા ન રાખે કે જેથી રખેને તારી પણ તેવી જ દશા થાય, અને આ સ્થિતિને પણ તું ગુમાવી બેસે. બાજે કહ્યું કે જે કંઈ તેં કહ્યું, તે તારી ઉત્તમ કૃપાનું કારણ છે. પરંતુ સરળ વસ્તુઓ અને નાનાં કાર્યો કરવાં, તે ડોસીઓનાં કામ છે. જે માણસ ઉન્નતિ (કીર્તિ) ની આશા સેવે છે, તેણે ઉચ્ચ આશયો રાખવા જોઈએ. સમડીએ કહ્યું કે આ વિચાર કે જે તું તારા મગજમાં સેવે છે, તે ફક્ત વિચાર કરવાથી સધાશે નહિ. કોઈ પણ કાર્ય તેના સાધનોનો તૈયારી વિના સધાતું નથી. બાજે કહ્યું કે મારા પંજા અને ચાંચનું બળ, મારી ભાગ્ય પ્રાપ્તિ માટે સૌથી સબળ સાધન છે.

એક શમશેર બહાદુર યોદ્ધાએ પોતાના બાહુબળથી રાજ્ય મેળવવાનો વિચાર કર્યો હતો, અને છેવટે તેણે પોતાની તે ઇચ્છા પરિપૂર્ણ કરી હતી, તે વાર્તા તેં સાંભળી નથી? સમડીએ પૂછ્યું, "તે કેવી રીતે?"

## —વાર્તા—

બાજે કહ્યું, "પુરાતન સમયમાં એક મહેનતુ દરવીશ હતો, કે જે પોતાની સ્ત્રીને માટે ખોરાક મેળવવા અશક્ત હતો. તેની મહેનતની આવક તેની સ્ત્રીના પોષણ માટે પૂરતી ન હતી. તેમને એક પુત્ર થયો, કે જેના કપાળ ઉપર સદ્‌ભાગ્યનાં ચિન્હો દેખાતાં હતાં. તેના જન્મ પછી તેના પિતાની સ્થિતિ સુધરી અને તેના પિતાએ તેને થોડીક કેળવણી આપવાનો વિચાર કર્યો. બચપણથી જ તે છોકરો તીર કામઠાની જ વાતો કરતો હતો અને તરવાર અને ઢાલથી રમતો હતો. બાપ તેને નિશાળે મોકલતો, અને છોકરો તો મેદાનની હવા ખાતો હતો. જ્યારે તે મોટો થયો, ત્યારે બાપે પોતાના સગાની એક છોકરી સાથે તેનાં લગ્ન કરવાનો વિચાર કર્યો. બાપે તેને પૂછ્યું, "આ બાબતમાં તારો શો મત છે?" છોકરાએ જવાબ આપ્યો, "જેની સાથે મારે લગ્ન કરવાનો વિચાર છે, તેની પહેરામણી મેં રોકડી લઈ લીધી છે, તે વિષે હું તમને તકલીફ આપતો નથી, અને મારે કોઈ મદદની જરૂર નથી,"

બાપે કહ્યું, "તારી બધી સ્થિતિથી હું વાકેફ છું, તું કહે છે કે પહેરામણી મને મળી છે, તો તે કોના તરફથી તને મળી છે? અને તે કેવા પ્રકારની છે?" છોકરો ઘરમાં ગયો, અને તરવાર બહાર લાવીને બોલ્યો, "હું એક રાજ્ય રૂપી કન્યા સાથે લગ્ન કરીશ, કે જેની પહેરામણીમાં તરવાર, પરશુ, ખુની ખંજર સિવાય બીજું

કંઈ અતિ ઉત્તમ સાધન નથી." તે યુવકના આશયો મહાન ઉચ્ચ હતા, તેથી અલ્પ સમયમાં તેણે એક વિશાળ રાજ્ય મેળવ્યું.

આ વાર્તા કહેવાનો મારો હેતુ એ છે કે તને ખબર પડે કે સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવાનાં જે જે સાધનો જોઈએ, તે સર્વ મારી પાસે મોજુદ છે, અને ટુંક સમયમાં હું મારી ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત કરી શકીશ, અને કોઈની તરફટી વાતોથી હું મારી આ અભિલાષાનો ત્યાગ કરીશ નહિ.

સમડીને સમજાયું કે આ ઉચ્ચ આશયવાળા પક્ષીને છળકપટથી નમ્ર બનાવી શકાય તેમ નથી, તેથી નિરૂપાયે તેને દેશાટન કરવાની અનુમતિ આપી. આ બાજ, સમડી અને તેનાં બચ્ચાંને નમસ્કાર કરી ઉડી ગયું. થાકયા પછી તે પર્વતના શિખર ઉપર ઉતર્યું, અને દરેક દિશામાં જોવા લાગ્યું. એટલામાં તેણે એક ખડખડ હસતું અને દમામથી ચાલતું એક ખીણનું તીતર પક્ષી જોયું. બાજને પોતાના જાતિ સ્વભાવ મુજબ શિકાર કરવાનું મન થઈ આવ્યું, અને એકજ હુમલાથી તેની છાતીના માંસ વડે પોતાનું પેટ ભર્યું. (શિકાર કર્યો). તેને એટલી બધી લ્હેજત પડી કે આવી લ્હેજત તેણે કદી ભોગવી ન હતી. બાજે પોતાના મનમાં વિચાર્યું કે જ્યારે સ્વાદ રહિત ખોરાકમાંથી છૂટા થઈને, આવા સ્વાદિષ્ટ ખોરાકનો સ્વાદ ચાખી શકાય છે, અને એક સાંકડા અને અંધારા માળાના નિર્માલ્ય સોબતીઓમાંથી છૂટીને, જ્યારે આવી ઉંચી જગાએ પહોંચી શકાય છે, ત્યારે ખરેખર મુસાફરીના અનેક ફાયદાઓમાંનો આ એકજ ફાયદો બસ છે. હવે શું બને છે, તે જોઈએ. બાજ પક્ષી થોડાક દિવસ સુધી નિશ્ચિંત પણે શિકાર કરતું ઉડયા કરતું હતું. એક દિવસે તે પર્વતના શિખરે બેઠું હતું, તેટલામાં તેણે પર્વતની તળેટી આગળ એક ઘોડેસ્વારોની ટુકડી જોઈ કે જે મૃગયા (શિકાર) માટે સજ્જ

થએલી હતી, અને શિકારી પક્ષીઓને ઉરાડતી હતી. તે ટુકડીમાં તે પ્રદેશનો રાજા હતો, કે જે પોતાના ખાસ સેવકોને લઈને શિકાર કરવા આવ્યો હતો. આ દરમિયાન રાજાના હાથ ઉપર બેઠેલું બાજ ઉડ્યું, અને એક શિકાર પકડવાનો ઈરાદો કર્યો. અને આ ઉંચે બેઠેલા બાજે પણ તેજ શિકાર પકડવાનો ઈરાદો કર્યો, અને રાજાના બાજથી આગળ જઈને તેની સામેનો શિકાર એકદમ પકડી લીધો. રાજાની નજર આ બાજની ઉડવાની ઝડપ અને લુંટવાની ચાલાકી ઉપર પડી, તેથી તેનું મન તેના ઉપર ચોંટયું. રાજાનો હુકમ થતાંજ તેના ચાલાક શિકારીઓએ તેને પકડીને રાજાની સમક્ષ રજુ કર્યું, અને રાજાની મહેરબાની અને પોતાની ચાલાકીથી ટુંક સમયમાં તેણે રાજાના કાંડાને પોતાનું આરામ સ્થાન બનાવ્યું. જો તે બાજ પક્ષીએ પોતાની અસલ સ્થિતિમાં રહીને કાગડા અને સમડીઓની સોબતને નિભાવી લીધી હોત, તો તે આટલા ઉચ્ચ સ્થાને પહોંચ્યું ન હોત. મુસાફરીમાં અનેક ફાયદાઓ છે, તે તારી જાણમાં આવે, તેટલા માટે આ વાર્તા મેં કહી છે.

જ્યારે દાબશલીમની વાત પૂરી થઈ, ત્યારે બીજો પ્રધાન તેની સમક્ષ આવ્યો, અને વિનય પૂર્વક સલામ કરીને કહ્યું, "દેશાટનના ફાયદા વિષે આપ નામદારે જે વચનો કહ્યાં, તેમાં શંકાને લેશ માત્ર સ્થાન નથી." પરંતુ આ સેવકોના મનને એમ લાગે છે કે રાજા કે જેની સલામતી ઉપર રૈયતના સુખનો આધાર છે, તેણે દેશાટનની હાડમારીઓ વહોરી લેવી, તે ડહાપણ ભરેલું નથી. દાબશલીમે કહ્યું, "કષ્ટ વેઠવાં, એ વીર પુરૂષોનું કાર્ય છે. જ્યાં સુધી મહેનતના કાંટાઓ, રાજાઓના મોજશોખના પાલવને પકડે નહિ, ત્યાં સુધી રૈયતના બાગની અંદર આબાદાનીનાં ગુલાબો ખીલે નહિ, અને જ્યાં સુધી રાજાઓની ઉદારતાના પગ દુઃખનાં મેદાનો વટાવે નહિ, ત્યાં

સુધી ગરીબ દરવીશોનાં મસ્તકને સુખના ઓશીકા ઉપર આરામ મળે નહિ.

જાણવું જોઈએ કે ખુદાના બંદાઓ (સેવકો) બે પ્રકારના છે. (૧) રાજાઓ કે જેને રાજ્યતંત્ર ચલાવવાનું માન અર્પણ કરવામાં આવ્યું છે, અને (૨) રૈયત કે જેમને સલામતી અને રાહત અર્પવામાં આવ્યાં છે. આ બંન્ને પ્રકારનો એકજ સ્થળે મેળ થઈ શકે નહિ. કાંતો એશઆરામને પસંદ કરીને, રાજ્યની લગામ છોડી દેવી જોઈએ, કાંતો માન સહિત રાજ્ય કરીને, મોજશોખને તિલાંજલી આપવી જોઈએ.

તત્વજ્ઞાનીઓએ કહ્યું છે કે, "જેમ પેલા ચિત્તાના બચ્ચાએ પ્રયાસના પ્રભાવથી પોતાની મનોકામના સિદ્ધ કરી, તેમ શોધકના પ્રયાસો તેને તેના મન વાંચ્છિત સ્થળે પહોંચાડે છે." પ્રધાને કહ્યું, "તે કેવી રીતે બન્યું?"

